શ્રીમન્ મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ ગ્રન્થમાળા, નં. ૧૦.

# हिंदनी उद्योग-स्थिति.

મૂળ યોજક
**ગ્લીન બારલો, એમ્. એ.**
પલપટની વિક્ટોરિયા કૉલેજનો પ્રિન્સિપાલ; અને પ્રથમ
"મદ્રાસ ટાઈમ્સ" નો અધિપતિ.

ભાષાંતરકર્તા,
**કેશવલાલ મોતીલાલ પરીખ.**
અમદાવાદ ડીસ્ટ્રીક્ટ કોર્ટનો વકીલ,
અમદાવાદ મ્યુનીસીપાલીટીનો કાઉન્સીલર અને પ્રથમ વાઇસ પ્રેસિડેન્ટ;
અપકૃત્ય શાસ્ત્ર, સ્થાનિક સ્વરાજ્યનો ઇનામી નિબંધ તથા
બુદ્ધિ અને રૂઢીની કથા, વગેરે પુસ્તકોનો રચનાર.

શ્રીમન્ મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ ફંડમાંથી
છપાવી પ્રસિદ્ધ કરનાર,
**ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી, અમદાવાદ.**

સંવત ૧૯૬૩ નો વૈશાખ. સને ૧૯૦૭ નો મે.

કિંમત ૭ આના.

## શ્રીમન્ મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ ગ્રંથમાળાનો

# ઉપોદ્ઘાત.

વડોદરાના શ્રીમન્ મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ સેનાખાસ-ખેલ સમશેર બહાદુર સન ૧૮૮૨ માં અમદાવાદ પધાર્યા તે પ્રસંગે તેમણે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને રૂા. ૫૦૦૦ બક્ષીસ કર્યા, માટે સોસાઇટીએ તેમને પોતાના મુરબ્બી ( પેટ્રન ) ઠરાવ્યા છે અને તે રકમ તેમના નામથી જાૂદી રાખી તેનું વ્યાજ તેમને નામે ગ્રંથો રચવામાં, ગ્રંથો છપાવી પ્રસિદ્ધ કરવામાં અને ઉત્તેજન દાખલ ગ્રન્થો ખરીદ કરવામાં વાપરવાનો ઠરાવ કર્યો છે. તે પ્રમાણે આજ સુધીમાં નીચે પ્રમાણે પુસ્તકો શ્રીમન્ મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ ગ્રંથમાળા તરીકે પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે:—

૧. ગ્રીસ દેશનો ઇતિહાસ.
૨. વિધવાવપન અનાચાર.
૩. હિંદનાં મહારાણી અને તેમનું કુટુંબ.
૪. ભાલણસુત ઉદ્ધવ કવિ કૃત રામાયણ.
૫. કર્તવ્ય. ( બીજી આવૃત્તિ. છપાય છે. )
૬. બર્નિયરનો પ્રવાસ.
૭. ઔષધિકોષ ભાગ ૧ લો.
૮. અકસ્માત વખતે મદદ અને ઇલાજ.
૯. હેન્રિફૉસેટનું જીવનચરિત્ર.
૧૦. હિંદની ઉદ્યોગ–સ્થિતિ.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઑફિસ,

અમદાવાદ—તા. ૨૬, નવેંબર ૧૯૦૭.

# પ્રસ્તાવના.

મૂળ ગ્રંથકર્ત્તાએ પુસ્તકની પ્રસ્તાવના લખી નથી, તો પછી ભાષાંત્તરકર્ત્તાની પ્રસ્તાવના શી હોય ? આવા પુસ્તકને પ્રસ્તાવનાની જરૂર પણ શી ? યોગ્ય સમયે આ યોગ્ય પુસ્તક છે. હિંદની ઉદ્યોગ-સ્થિતિની જાગૃતિના સમયે આ પુસ્તક વખતસર છે, અને તે સ્વદેશી ઉદ્યમ સંપત્તિની સંવૃદ્ધિને ટેકો આપશે. એવા ઉપયોગી પુસ્તકનું ભાષાંતર કરાવી તેનો ગુજરાતી આલમમાં પ્રસાર કરવાનો ઠરાવ ગુ. વ. સોસાઈટીએ કર્યો તેથી તે સોસાઈટીને ગુજરાતી પ્રજાનું અભિનંદન ઘટે છે. આશા છે કે આવા પુસ્તકનો ઘણો બ્હોળો પ્રસાર થાય એવા ઉપાય સોસાઈટી યોજશે, અને તેની એવી હલકી કિમ્મત રાખશે.

ભાષાંતર વિષે પણ ઝાઝું કહેવાનું નથી. ભાષાંતરમાં બનતા સુધી મૂળને વળગી રહી કામ લેવામાં આવ્યું છે. કોઈ કોઈ ઠેકાણે યોગ્ય પ્રસંગે અમદાવાદ સંબંધી કંઇકિ હકીકત ઉમેરી છે, પરંતુ તે ઘણું જુજ છે. અમદાવાદમાં ઉદ્યોગપ્રવૃત્તિ આ છેલ્લા બે કોડી વર્ષોમાં એટલી બધી અને એવી સારી વધી છે કે એકલા અમદાવાદના આધુનિક ઉદ્યોગોનો ઇતિહાસ ઘણો ઉપયોગી અને બોધક થઈ પડે એમ છે. આશા છે કે એ ઇચ્છિત ખોટ પૂરી પાડવાનો પ્રયત્ન થશે.

ભાષાંતરમાં એક બે જગાએ અસલમાંથી સ્હેજ મૂકી દેવાનું યોગ્ય લાગવાથી તે પ્રમાણે કરવામાં આવ્યું છે.

આટલી ટૂંકી પ્રસ્તાવના સાથે ઉદ્યોગી મનને ઉત્તેજન મળે એવો આ નાનકડો પ્રયત્ન પ્રસિદ્ધિમાં મૂકવાની રજા લઇએ છીએ. અમારી ધારણા પ્રમાણે આ પુસ્તક કોઈ વાચકને ખરા સાહસના માર્ગ ઉપર દોરી એકાદ નવા ઉદ્યોગ માટે ઉત્તેજિત કરશે, તો અમારા શ્રમનું સાર્થક થયું માનીશું.

અમદાવાદ,
વિશ્રાન્તિ આશ્રમ. નદીપાર,
સંવત ૧૯૬૩ ના વૈશાખ
સુદ ૧૨ ને વાર શુક્ર.
તા. ૨૪ મી મે સને ૧૯૦૭.

કેશવલાલ મોતીલાલ પરીખ.

ભાષાંતરકર્ત્તા.

# વિષયાનુક્રમણિકા.

—:o:—

# હિંદની ઉદ્યોગ-સ્થિતિ.

## પ્રકરણ ૧ લું.

### વેપારમાં સ્વદેશાભિમાન.

ગોરા મોગલોની આ ભૂમિ કંઈ મનોરંજક સ્વપ્ન નથી; પણ આ વિશમા સૈકામાં તેનું ખરેખરૂં અસ્તિત્વ છે. તોપણ એ દેશ એટલો તો રમણીય અને એટલો તો વિસ્તિર્ણ છે કે કોઈ પણ શબ્દ-ચિત્રકાર પરદેશી આગળ તેનું વર્ણન કરી શકે નહિ. સાધારણ રીતે હિંદુસ્તાનના રહીશને પણ પોતે જે ભૂમિમાં રહે છે તેના વ્હોળા વિસ્તારનો યથાર્થ વિચાર આવતો નથી; અને તે પોતાનો પ્રદેશ એજ હિંદુસ્તાન છે એમ સમજે છે. દક્ષિણના મેદાનનો રહેનાર ખેડુત એમ જાણે છે કે હિંદુસ્તાન તો સદા કાળના ઉન્હાળાની ભૂમિ છે, એમાં મ્હોટે ભાગે પોશાક તો માત્ર મર્યાદાની ખાતર કે મિથ્યા દેખાડો કરવાની ખાતર પહેરવામાં આવે છે, અને બળતણ તો ફક્ત સ્વાદિષ્ટ રસોઈ બનાવવાના કામમાં આવે છે; હિમાલયની ઢળકતી ટેકરીઓના પહાડી લોકો એમ જાણે છે કે આ દેશમાં ઘણો ખરો સખ્ત શિયાળો હોય છે, અને દરરોજ રોટલીને માટે જેટલી જરૂર આટાની છે તેટલીજ ગરમ બનુસ અને શિયાળાની તાપણીની છે. આસામના ખાસી કોલીઓ જાણે છે કે હિંદુસ્તાનમાં તો પુષ્કળ વર્ષાદજ વર્ષ્યા કરે છે, અને કુટુંબને રહેવાની ઝુંપડીનું ઘાસનું છાપરૂં મ્હોટા ધોધવાથી બચાવ થઈ શકે એવું મજબુત બનાવવું જોઈએ. પશ્ચિમના મેદાનમાં રહેનાર રજપુતને મન તો વર્ષાદ વિનાનો એ

દેશ છે અને આંખો પૂરી નાંખે એવા રેતીના વંટોળીઆ અને બાળી મુકતા પવનથી રક્ષણ થાય એવી કુટુંબની ઝુંપડી જોઈએ. એકના મનથી તે અનાજની ભૂમિ છે, બીજાના મનથી તે ચોખાની ભૂમિ છે, કોઈના મનથી તે મીઠાની ભૂમિ છે, તો વળી બીજા કોઈના મનથી તે કોયલાની જમીન છે; કોઈક જાણે છે કે તે તો કાલાંનો દેશ છે, તો કોઈક જાણે છે કે તે ઉનવાળાં ઘેટાંનોજ પ્રદેશ છે.

હિંદુસ્તાનને કુદરતે જેવું ચિત્રવિચિત્ર બનાવ્યું છે, તેવુંજ તે રાજ્યકીય સ્થિતિમાં પણ છે. હિંદુસ્તાનમાં ભિન્ન ભિન્ન પ્રજાઓ મળી આસરે ત્રીશ કરોડ માણસની વસ્તી છે. એ કરોડો પૈકી કેટલાક મ્હોટા ગોરા મોગલની પોતાની પ્રજા છે, અને બાકીના સર્વોપરી સત્તાધિકારી મોગલના આશ્રય નીચેના અનેક રાજકર્ત્તાઓની રૈયત છે. મહારાજા અને ગાયકવાડ, નીઝામ અને નવાબ, રાજા અને કુંવરો: એ પ્રમાણે હિંદુસ્તાનના ઉમરાવ વર્ગનો ગણે પાર આવે એમ ક્યાં છે!

પરંતુ આ બધામાં ગર્વનું કંઈ કારણ છે? રાજાઓ અને લોકો જ્યાં સુધી પોતાના દેશના કલ્યાણના રસ્તા ના લે ત્યાં સુધી ભૂમિના વિસ્તારના ગર્વથી, કે વસ્તિની લાખોની સંખ્યાના ગર્વથી કે મુકુટધારી રાજાઓના ભપકાના ગર્વથી શું વળે? કલ્યાણ દેશમાંથી અને દેશીઓથી થાય છે; તે પ્રમાણે હિંદુસ્તાનની આશાઓનો આધાર પોતા ઉપરજ હોવો જોઈએ. હિંદુસ્તાન પુષ્કળ પદાર્થોની ભૂમિ છે. હિંદુસ્તાનને માટે જોઈતી એવી કોઈ ચીજ ભાગ્યેજ હશે કે જે તેમાંથીજ નિપજાવી ના શકાય. હિંદુસ્તાનના વિશાળ વિસ્તારમાં દરેક જાતની ઋતુ અને દરેક જાતની જમીન સમાયલી છે. હિંદુસ્તાન એવો હલકો દેશ નથી કે તેમાં જે થોડી સાદી ચીજો બને તે વેચવા સારૂ બજાર ખોળવાની, અને ફીનિશયન વ્યાપારીને અને તેના માલને વધાવી લેવાની જરૂર હોય. ઉદ્યોગને કચરી નાંખે એવી ગમે તેટલી જકાતો હોય

તોપણ એ દેશને સૃષ્ટિએ પુષ્કળ પદાર્થસંપત્તિ બક્ષી છે તેથી, અને તેના મજુરો હલકા દરથી કામ કરે છે તેથી, હિંદુસ્તાન બીજા દેશોની સાથે હરિફાઈ કરી શકે તથા જરૂરની અને વૈભવની ચીજો પોતાની હદમાંજ મેળવી શકે એમ છે. એ કંઈ માત્ર સ્વપ્ન નથી. પરંતુ રાજાઓએ અને લોકોએ જાગૃત થવું જોઈએ અને ઉદ્યોગે વળગવું જોઈએ. જો એમ નહિ થાય તો વ્યાપારની નજરે જોતાં હિંદુસ્તાનની શહેનશાહતનો પરાભવ થશે. રોમન બાદશાહી ગોથ અને હુન લોકોના હુમલાથી પડી ભાગી. હાલમાં હિંદુસ્તાનમાં ગોથ અને હુન લોકોનાં ધાડાં ને ધાડાં પરદેશી માલના સ્વરૂપમાં આવે જાય છે. હિંદુસ્તાને તૈયાર થવું જોઈએ અને કામે લાગવું જોઈએ, અને હુમલો કરનારની સામે ટક્કર ઝીલવાનો અને પોતાનું સામ્રાજ્ય સ્થાપવાનો નિશ્ચય કરવો જોઈએ.

એટલા માટે હિંદુસ્તાનના ઉદ્યોગોની અને હિંદુસ્તાનના વ્યાપારની સંવૃદ્ધિમાં મદદ કરવાથી હિંદુસ્તાનવાસી સ્વદેશાભિમાનનું કાર્ય કરે છે; અને હિંદુસ્તાનના વ્યાપારી કે કારીગરના મનમાં એમ આવે કે એવી રીતે તે વ્યાપાર સાથે સ્વદેશાભિમાન જોડી શકે છે તો તેને પ્રેરણા થઈ સમજવી:— એટલે તે સાથે સાથે પોતાનું સ્વદેશાભિમાન બતાવી શકે છે અને પૈસા પણ પેદા કરી શકે છે. હિંદુસ્તાનમાં એ વિચાર કંઈક નવિન લાગશે, કેમકે હિંદુસ્તાન એવો દેશ છે કે પૈસા કમાવા એ હમેશાં સ્વદેશાભિમાન ગણાતું નથી. દૃષ્ટાંત તરીકે, જ્યાં એક વકીલ, રક્ત તપેલાં ના હોય ત્યાં ટંટો ઘાલે છે, અને એકાદ પ્રમાણિક સ્વદેશ-બન્ધુને ગળે જ્યારે ખર્ચાળ કજિયાનું જોતરૂં વળગાડે છે ત્યારે આનંદથી મલકાય છે, ત્યાં તે પૈસા પેદા કરવાની સાથે સ્વદેશાભિમાન રાખે છે એમ શી રીતે કહી શકાય? જ્યાં કૃડિયો, કદાચ જે દુષ્કાળ પોતાના અને પોતાના બંધુઓના કૃત્યથીજ પડયો હોય તેવા દુષ્કાળથી આનંદ પામી ભુખે મરતા મજુરોને સોએ સો ટકા નફે અનાજ વેચે છે, ત્યાં તે પૈસા કમાવાની સાથે સ્વદેશાભિમાન રાખે છે એમ શી રીતે

કહી શકાય? જ્યાં શાહુકાર ગરીબાઈથી રીબાતા ખેડુતને ગીરોખત સહી કરવા આપે છે, અને પોતે જે ભારે વ્યાજ ઠરાવ્યું હોય છે તેથી તથા દસ્તાવેજમાં વાપરેલા લુચ્ચાઈ ભરેલા શબ્દોથી થોડાજ વખતમાં તે રૈયતનો કયારડો પોતાનો કરી લેવાશે એવા વિચારથી મનમાં મકલાય છે, ત્યાં તે પૈસા પેદા કરવાની સાથે સ્વદેશાભિમાન રાખે છે એમ શી રીતે કહી શકાય? એ પ્રમાણે પૈસા સંપાદન કરવા એ તદન કાયદાસર હોય, તોપણ તેમાં બંધુ-ભાવ બિલકુલ નથી અને સ્વદેશાભિમાનની તો વાતજ શી કરવાની? આવા માણસોની સાથે, જે માણસ પોતાના દેશનું ભલું થાય અને તે સાથે પોતાના પણ લાભ થાય એવા ઇરાદાથી એકાદ ઉપયોગી ઉદ્યમ એટલે જે ઉદ્યમથી સ્થાનિક ખપની ચીજ પૂરી પાડી શકાય, જેથી બિનરોજગારીને ધંધો મળી શકે, જેથી આસપાસનાં ગામોમાં મુસારાનો દર વધી શકે, અને જેથી દેશની શાખમાં વધારો થઈ શકે, તેની સ્થાપના કરે છે અથવા સ્થાપના કરવામાં મદદ કરે છે તેનો મુકાબલો કરો! એવો માણસ વખતે એક રાજા કરતાં પણ અધિક શ્રીમંત થઈ શકે અને વળી પોતાના ધંધામાં સ્વદેશાભિમાનનો ગર્વ કરી શકે તથા પોતાના તેમજ પોતાના દેશના લાભ માટે પોતે કામ કરે છે એવો માન આપવા લાયક આનંદ મેળવી શકે. અદાલતના કજિયા ઉત્પન્ન કરવા, કે દુષ્કાળ લાવવા, કે નાદારો કરવા એ વાત જુદી છે, અને ઉપયોગી માલ બનાવવો એ વાત તદન જુદી છે. પરંતુ વકીલને, ફડિયાને, અને શાહુકારને પણ પોતપોતાના ધંધામાં સ્વદેશાભિમાનની ઘણી જગા જડી શકે એમ છે. વકીલનો ધંધો ઘણો ઉમદા છે, અને તેમાં સ્વદેશાભિમાનની ઘણી જગા છે. વાદીના વકીલ તરીકે તેનો ધર્મ છે કે "અન્યાય હોય ત્યાં ન્યાય" અપાવવો, અને પ્રતિવાદીના વકીલ તરીકે તેની ફરજ છે કે "તેને જુલમમાંથી બચાવવો." પરંતુ તેના અસીલ પ્રત્યે તેનો જે ધર્મ છે તેના કરતાં તેના દેશ પ્રત્યે તેનો ધર્મ અધિક છે. તે લોકોમાં આગેવાનની પદ્વી ભોગવે છે, અને અદાલતોની બહાર ઉદ્યોગની યોજનાઓ સ્થાપન કરીને

અને તેને ઉત્તેજન આપીને તે પોતાને અને પોતાના દેશને સહાયભૂત થઈ શકે છે. હિંદુસ્તાનની આર્થિક વ્યવસ્થામાં ફડિયાનો ધંધો ઘણો જરૂરનો ભાગ છે; અને જો ફડિયો સ્વાર્થી આશાઓથી દૂર રહે, અને કપટજાળનો ત્યાગ કરે, અને વ્યાપારની તથા પોતાના દેશની સમૃદ્ધિની વૃદ્ધિ કરવામાં મદદ કરે, તો તે સ્વદેશાભિમાની નરજ છે. શાહુકારની વાત કરીએ તો પૈસાની ગરજવાળાને જરૂરને પ્રસંગે મદદ આપવી અને સાહસિકોને પોતાનાં કાર્ય પાર પાડવાને શક્તિવાન કરવા એ શાહુકાર કરી શકે છે. જો શાહુકાર પોતાના ધંધામાં પ્રમાણિકપણે વર્તે, અને વ્યાજબી બદલાની આશા રાખે, અને અજ્ઞાન લોકોને ઉડાઉ ખર્ચોમાં ઉત્તેજન ના આપે, તો તેનો ધંધો તેના દેશના લાભ માટે છે; અને જો એ ઉપરાંત તે પોતાના ફાજલ પડતા નફાનો કંઈ ભાગ ખપના ઉદ્યોગો ચલાવવામાં રોકે, તો તે શાહુકાર પણ સ્વદેશાભિમાની નર કહેવાય.

પરંતુ ઉદ્યોગની યોજનાઓમાં કૃત્રિમ સ્વદેશાભિમાન ન જોઈએ. સ્વદેશાભિમાન દેખાડો કરવા માટે નહિ, પણ ધંધાદાર માણસના અંતઃકરણમાં હોવું જોઈએ. તેના ઉદ્યોગનો આધાર તે ઉદ્યોગના ગુણ દોષ ઉપર રાખવો જોઈએ, અને આ હિંદુસ્તાનની બનાવટ છે માટે ખરાબ ચીજો પણ ખરીદ કરો એવી દયામણી અરજ લોકોને કરવી જોઇએ નહિ. એવી દયામણી અરજો ઘણી વાર થતી જોવામાં આવે છે. અમારો માલ હિંદુસ્તાનની બનાવટનો છે એમ જાહેર કરવામાં કંઈ હરકત નથી, એટલુંજ નહિ પણ પ્રજાની વ્યાપારની ચડસાચડસીમાં એવી ધજા બાંધવી એ વ્યાજબી છે; પરંતુ સ્વદેશાભિમાની ઉદ્યોગી નરે કપટ ભરેલાં માલ વગરનાં જાહેરનામાંનો આશ્રય નહિ લેવાની કાળજી રાખવી જોઈએ; અને હિંદુસ્તાનના તેમજ પોતાના લાભ માટે પોતાના ઉદ્યોગને અંતઃકરણ પૂર્વક ઉમંગથી અને દેખાડાના ઢોંગ વગર પુષ્ટિ આપવી જોઈએ.

ઉદ્યોગી સ્વદેશાભિમાની નરે પોતાની બનાવટની ચીજોનું ધોરણ ઉંચું

રાખવા ઉપર ધ્યાન આપવું જોઈએ; કેમકે "હિંદુસ્તાનની બનાવટ" એ છાપથી તેનો માલ વેચાય અને ખરીદદારને નાંખી દેવા જેવો તે માલમ પડે તો તેથી હિંદુસ્તાનની ચઢતીમાં તે વિઘ્નકર્તા થઈ પડે. અનુભવથી હિંદુસ્તાનના લોકોમાં સામાન્ય રીતે એવી શાખ પડી જાય કે હિંદુસ્તાનમાં બનતી દિવાસળી સળગતી નથી, હિંદુસ્તાનમાં બનતી લાખ ઓગળતી નથી, હિંદુસ્તાનમાં બનતાં ચપુઓ ધાર વિનાનાં હોય છે, અને હિંદુસ્તાનમાં બનતી દિવાની ચીમનીઓ બરડ હોય છે, એવાં એવાં દૃષ્ટાંતો બને તો પછી લોકો સ્વદેશાભિમાનથી ધિરજ રાખી હિંદુસ્તાનમાં માલ બનાવનારના લાભ માટે ખરાબ ચીજો ખરીદ કર્યા જશે એમ માનવું નહિ. હિંદુસ્તાનમાં ઘણી જાતનો માલ બની શકે છે એવો પુષ્કળ પુરાવો છે, અને આવો જે માલ હોય તેના ઉપર હિંદુસ્તાનની આશાનો આધાર રાખવો જોઈએ. જે માલ બનાવનાર અર્થવ્યવસ્થાના ધોરણ પ્રમાણે ઉંચી જાતનો માલ બનાવે છે, અને પરદેશી માલની હરિફાઈમાં સોંઘો વેચી શકે છે, અને વ્હેલો કે મોડો બદલો અચુક મળવાનો છે તેને માટે જે ધિરજ રાખે છે, તે હિંદુસ્તાનની અને પોતાની ચઢતીની ઇમારત બાંધે છે. તેથી ઉલટું જે માલ બનાવનાર જલદી લાભ મેળવવાના ઇરાદાથી કાચો-જેવી તેવી બનાવટનો-માલ વેચવા કાઢે તો તે હિંદુસ્તાનની સંવૃદ્ધિ અટકાવે છે, અને તે જલદીથી નિષ્ફળ જવાનો એ નિઃસશય છે. જો હિંદુસ્તાનની અને પોતાની ચઢતી કરવાની ઇચ્છા હોય તો સ્વદેશાભિમાની ઉદ્યોગી નરે હિંદુસ્તાનની બનાવટના માલનું ધોરણ ઉંચું રાખવું જોઈએ.

પરંતુ સ્વદેશાભિમાનનો બધો બોજો માલ બનાવનાર ઉપરજ છે એમ નથી, કેમકે ખરીદદારને માટે પણ સ્વદેશાભિમાનની જગા છે. હિંદુસ્તાનના કમનશીબે એવા ખરીદદાર પણ છે કે ગુણ દોષ જોયા સિવાય નિમકહરામીથી પોતાના દેશમાં બનાવેલી વસ્તુઓ ઉપર કંટાળો ખાય છે અને પરદેશી ચીજોજ ઢુંડયા કરે છે. પોતાના દેશનો તેમની મમતા ઉપર હક છે એ

વાત તેઓ નાદાનીથી ભૂલી જાય છે. તેઓ "બજાર" ને ધિક્કારવાનો અને યૂરોપની બનાવટની ચીજોમાં નીચ અભિમાન રાખવાનો ડોળ ઘાલે છે. તેઓ એમ ધારે છે કે એ પ્રમાણે વર્તવાથી તેઓ ઘણા સુઘડ અને ઉંચા શોખવાળા ગણાશે. હિંદુસ્તાનની ચીજ તેના જેવી પરદેશી ચીજ કરતાં ગુણમાં ઉતરતી હોય અને કિમ્મતમાં ચઢિયાતી હોય તો તે લેવાનું સ્વદેશાભિમાન રાખવાની ખરીદદારને જરૂર નથી. એ પ્રમાણે માલ સ્વીકારવો એ વ્યવસ્થાના નિયમોની વિરૂદ્ધ છે, અને તેથી અંતે હિંદુસ્તાનના વ્યાપારને ધોકો પહોંચવાનો; પરંતુ હિંદુસ્તાનની બનાવટનો જે જે માલ તેના જેવા પરદેશી બનાવટના માલની બરોબરી કરી શકે એવો હોય અને વખતે સોંઘો પણ હોય તેવી દરેક બાબતમાં ખરીદદાર હિંદુસ્તાનની બનાવટના માલને પસંદગી આપે તો તે પોતાને તથા પોતાના દેશને ઇનસાફ આપે છે એમ ગણાય.

હિંદુસ્તાનના વ્યાપારનો સોનાનો સૂરજ ઉગે એટલે દરેક જણને જોઈતી ચીજ હિંદુસ્તાનની બનાવટની મળી શકે એવો વખત આવતા સુધી માલ બનાવનાર અને ખરીદદાર બંનેએ પોતાના અને પોતાના દેશના લાભ અર્થે એકઠા મળી કામ લેવું જોઈએ.

વ્યાપારમાં સ્વદેશાભિમાન એ મ્હોટો વિષય છે; વ્યાપારી મંડળીના નિયમો કરતાં, વ્યાપારના ગણિત કે નામા કરતાં, જુદા જુદા દેશનાં નાણાંનાં કોષ્ટકો કરતાં પણ ઘણો મ્હોટો છે; અને દરેક માણસે, પછી તે ગમે તે ધંધો કે વ્યાપાર કરતો હોય, પણ તેણે સ્વદેશાભિમાનની તકનો સારામાં સારો લાભ લેવો જોઈએ. સુખી માણસ તો એ કે જે દરરોજ સાંજરે પોતાના મન સાથે એમ વાત કરી શકે કે, "આજનો દહાડો મેં મારી પત્ની અને મારાં બચ્ચાંની જરૂરીઆતો મેળવવા માટે, અને ઘડપણ તથા નઠારા વખત સારૂ સાધન કરી મુકવા માટે તથા સાથે સાથે મારા દેશના લાભ માટે પણ કંઈ કામ કરવામાં ગાળ્યો છે."

---

# પ્રકરણ ૨ જું.

## સંયુક્તપણું.

હિંદુસ્તાનનો વ્યાપાર જો મ્હોટા પાયા ઉપર વધારવો હોય, તો સંયુક્ત ભંડોળની *મંડળીની પદ્ધતિ ખીલવવી એ પહેલું પગથિયું છે. હિંદુસ્તાનમાં મ્હોટી સાહસિક યોજનાઓ માટે જોઈએ તેટલું ભંડોળ કાઢી શકે એટલી શ્રીમંત ખાનગી પેઢીઓ ભાગ્યે મળી શકે; તેથી જો એવી યોજનાઓ ઉપાડવી હોય તો હિંદુસ્તાન વાસીઓએ સંયુક્ત ભંડોળનાં કારખાનાંમાં પૈસા રોકતાં શિખવું જોઈએ. હિંદુસ્તાનનાં દૂરદૂરનાં હજારો ગામોમાં ઉદ્યોગની કોઈ કોઈ સાહસિક યોજનાઓ ફતેહમંદ થઈ શકે એવા ગર્ભિત સંભવો હશે, પરંતુ તેવા ગામોનો એક રહીશ પોતે એકલો એકાદ યોજના માટે ભંડોળ કાઢે એટલો શ્રીમંત ના હોય તેથી અથવા તે કાઢવાની કોઈની છાતી ના ચાલે તેથી તે ઉદ્યોગ અને તે સાથે તેનો નફો પણ ખોચંડે પડ્યો રહે છે. એવે પ્રસંગે તે ગામના વતનીઓએ તે ઉદ્યોગ માટે જોઈતાં નાણું પોતપોતામાં અંદર અંદર પૈસા કાઢી એકઠા કરવાનું, પછી તેના વહિવટ માટે એક મંડળી કે જે કારખાનાના ચાલુ વહિવટ માટે વહિવટદાર ઠરાવી શકે એવી નિમવાનું, તે ઉદ્યોગની વૃદ્ધિ ઉપર દેખરેખ રાખવાનું, અને પોતાના નફાની સંભાળ રાખવાનું શિખવું જોઈએ. બીજી રીતે બોલીએ તો ઉદ્યોગો ખીલવવા માટે તેઓએ સંયુક્ત ભંડોળની મંડળીઓ બાંધતાં શિખવું જોઈએ. પરંતુ હિંદુસ્તાનનાં ગામોમાં તેમજ નગરોમાં ભણેલા ગણેલા સમજુ માણસોમાં પણ સંયુક્ત ભંડોળનાં કારખાનાંમાં પૈસા રોકવાને કોઈ બ્હાર પડતું નથી. વ્યાપારની બુદ્ધિનો સંચાર થવાથી મુંબાઈ, કલકત્તા અને અમદાવાદમાં તથા તે શહેરોની આજુબાજુમાં માત્ર હિંદુસ્તાનના લોકોએ સ્થાપન કરેલી અને પુંજીનો મ્હોટો ભાગ તેમણે કાઢેલો એટલે ઘણાખરા શેરો તેમણે રાખેલા

* સંયુક્ત ભંડોળની મંડળી=Joint-Stock Company.

એવી કંપનીઓ છે, પરંતુ તે સિવાય બાજે ઠેકાણે એવી સંયુક્ત ભંડોળની મંડળીઓ ઘણી થોડી જોવામાં આવે છે. જ્યાં સુધી એવી બેપરવાઈ કાયમ રહેશે ત્યાં સુધી હિંદુસ્તાનમાં ઉદ્યોગનાં કામો ઘણે ભાગે ખાનગી માણસો અને ખાનગી પેઢીઓના હાથમાં રહેવાનાં, અને મ્હોટી મ્હોટી યોજનાઓ સ્થાપન થવામાં વિલંબ થવાનો. એવી બેપરવાઈનાં કારણો ખોળવા કંઈ દૂર જવું પડે તેમ નથી.

એક કારણ તો એ છે કે હિંદુસ્તાનમાં વાસ્તવિક ધન માટે એટલે રોકડ પૈસા, ઘરેણું, ઘરબાર, જમીન, કે એવી પુંજી કે જે માલીક હરકોઈ વખતે પોતાની આંખે જોઈ શકે તેને માટે, ઘણી ચાહના હોય છે. આવી વાસ્તવિક ધન માટેની મમતા અસલના વખતથી ચાલતી આવે છે. તે જમાનો એવો હતો કે તે સમયે ઉદ્યોગની બાબતમાં સંયુક્તપણે કામ કરવાનું કોઈ સમજતું નહોતું, શાન્તિ બિલકુલ નહોતી, ઠગ, પીંઢારા અને લુંટારાનાં ટોળેટોળાં ફરતાં હતાં, અને સ્થાનિક સરદારો પણ પોતાના ડુંગરી કિલ્લામાંથી વખતે વખતે ધાડ પાડવાને ઉતરી આવતા હતા. અંધાધુંધીના એવા જુના દહાડાઓમાં ગામના લોકો ઠગ ઠગીને કે લુંટારા લુંટીને લેઈ ના જાય એવું જમીન રૂપી ધન પસંદ કરે તેમાં નવાઈ શી? અને જો તેની પાસે પૈસા કે દાગીના હોય તો પૈસા જમીનમાં કે દીવાલમાં ખાડો ખોદીને દાટે, અને દાગીના ઘરમાં વસી રહેનારી બાયડીને પહેરાવી રાખે એમાં પણ શી નવાઈ? અને હાલના સમયમાં પણ વ્યાપારને માટે સંયુક્તપણાની પદ્ધતિ એ જ્યારે હિંદુસ્તાનમાં મુકાબલે નવી વાત છે, ત્યારે એવા જુના જમાનાનાં ગામડાંના લોકોના વંશજોની બુદ્ધિ, આપણે તો આપણા પૈસા જમીન ખરીદવામાં રોકવા જોઈએ, અથવા પોતાનું દ્રવ્ય કોઈ વસ્તુતઃ આકારમાં રાખવું જોઈએ, એવી હોય એમાં શી નવાઈ? પરંતુ હિંદુસ્તાનવાસીઓએ જાણવું જોઈએ કે સંયુક્તપણે કામ કરવાનો જમાનો બેસી ચુક્યો છે. ગયા દહાડામાં જ્યારે ગામે ગામની વચ્ચે અરસપરસ સંબંધ નહોતો અથવા થોડો હતો, જ્યારે માણસ પોતાના ખેતરોની હદ બહાર ભાગ્યેજ નિકળતો, અને જ્યારે

રસ્તાઓ તો બહુધા માત્ર યાત્રાળુ, ફેરીઆઓ, અને લુંટારાઓની સવડ માટે હતા, ત્યારે દરેક માણસે પોતાના વૃક્ષની છાયાના આશ્રયમાં ઘર બાંધી રહેવું, પોતાની જમીન ખેડવી, તથા ધિમે ધિમે તેમાં વૃદ્ધિ કરવી, અને બાકીની દુનીઆની પરવા ના રાખવી એ બધું ઠીક હતું; પરંતુ હવે વખત બદલાયો છે, અને કેળવાયલા લોકોએ ચેતીને પોતાને મળેલી તકનો લાભ લેવો જોઈએ. હાલ પણ જમીન સંપાડવી સારી છે, પરંતુ તે આગળના જેવી બિનજોખમી મિલકત નથી, કેમ કે હવે ઠગ, પીંઢારા અને લુંટારા હરતાઈ ગયા છે, અને કર વસુલ કરનારા સિવાય બીજા સ્થાનિક ઠાકોરો આવનાર રહ્યા નથી. વળી જમાબંધી અને ફરી જમાબંધીની રીત જોતાં જમીનમાં પૈસા રોકવાથી પ્રથમના જેટલો લાભ મળવાનો સંભવ ઓછો છે, એટલે પૈસા રોકનારે એ એકજ લાલચ રાખવી જોઈએ નહિ. રોકડ અને દાગીના વિષે તો કેળવાયલા હિંદવાસીઓના ધ્યાનમાં ખચીત ઉતર્યું હશે કે એવી લાભ રહિત મિલકતની મમતા રાખવી જોઈએ નહિ. ભલે માણસ જમીન રાખે; આપણ બધાંનો આધાર પ્રથમ જમીન ઉપર છે, અને તે મ્હોટી મિલકત છે; પરંતુ તેની સાથે પોતાના લાભ માટે અને પોતાના દેશના લાભ માટે દેશની સંવૃદ્ધિના કાર્યમાં ભાગ લેવા પણ તેણે તૈયાર થવું જોઈએ.

વ્યાપારમાં અને ઉદ્યોગમાં સંયુક્તપણાની બુદ્ધિની ખામીનું બીજું કારણ એ છે કે હિંદુસ્તાનમાં કે કાંઈ નહિ તો હિંદુસ્તાનના કેટલાક ભાગોમાં વ્યાજે નાણાં ધિરવાનું કામ ફક્ત શાહુકારનો ધંધો કરનારા કરે છે એમ નથી; જમીનદારો, કારકુનો, દુકાનદારો, વ્યાપારીઓ, નિશાળના મહેતાજીઓ, અને વકીલો એ બધાય ઘેર હોય ત્યારે પૈસા ધિરનારા સમજવા. એવી પૈસાની ધિરધાર મ્હોટે ભાગે દસ્તાવેજોની પદ્ધતિથી ખાનગી રાહે કરવામાં આવે છે. પરંતુ કાયદાના અને એવા બીજા આબરૂદાર ધંધાવાળા ખાનગી જીંદગીમાં દાગીના ઉપર નાણાં ધિરવાનું ખરેખરૂં કામ કરનારા ઘણાય મળી આવે છે. જે કાયદાનો ધંધો કરનાર સવારના ૧૧ વાગે અદાલતમાં સીસરો જેવાં ભાષણો કરવા ઉભો થાય છે તે એક અડધા કલાક પહેલાં કોઈ સ્ત્રીનાં રૂપાનાં કલ્લાં

તોળતો હોય અને તેની જામીનગીરી ઉપર એક મહિનાના ચાર આના વ્યાજ ઠરાવી દશ રૂપીઆ ધિરતો હોય એ માનવું મુસ્કેલ લાગે છે. પરંતુ આવું કામ પોતાના ચાલુ ધંધાથી ગમે તેટલું પ્રતિકુળ છતાં લાભકારક તો અચુક છે. દશ રૂપીઆ ઉપર મહિને દહાડે ચાર આના એટલે દર સેંકડે દર વર્ષે ૩૦ ટકાનું વ્યાજ પાલવ્યું; અને વળી રૂપાનાં કલ્લાં જેવી સધર જામીનગીરીએ. જો પદ્ધતિની વાત બાજુએ રાખીએ તો ખરેખર આંખે ચઢવા જેવો આ ધંધો છે. પરંતુ આવો ધંધો ઉદ્યોગની સંવૃદ્ધિના રસ્તાની આડે જબરી રીતે આવે છે; કેમ કે જે માણસને સધર જામીનગીરી સાથે ૩૦ ટકા સુધી પરવડે તે તો સ્વાભાવિક રીતે જેમાં ૧૦ ટકા પેદા થાય તો તે ચોખ્ખી રીતે કરવા લાયક ગણાય, અને વખતે એક ફાળો કે દીવીડન્ડ આપતા પહેલાં તો ડુબી જાય એવી યોજનામાં પૈસા રોકતાં આચકો ખાય જ! કદાપિ, વિચારમાં તો પૈસા ધિરવાના ધંધાનો દોષ કાઢવામાં કંઈ માલ નહિ; પરંતુ એમ કહેવું જોઈએ કે દાગીના ઉપર ધિરવાના ધંધામાં વ્યાજ ભારે છતાં પણ જેટલો દેખાય છે એટલો ખરેખરો લાભ નથી. એવા ધંધાવાળાના ઘરાક તો ગમે ત્યારે પૈસા આપી જાય અને લેઈ જાય, એટલે હમેશાં મ્હોટી સીલીક રાખી મુકવી પડે છે; તેથી તે પૈસા તો ૩૦ ટકે ધિરે છે, પરંતુ તેને જેટલાં ઘરાક હોય તે પ્રમાણમાં તેની આખી પુંજી ઉપર ઘણું ઓછું એટલે વખતે ૨૦, ૧૫ કે ૧૦ ટકા પાલવે છે. બીજી પાસ જોતાં જો ઉદ્યોગમાં પૈસા રોક્યા હોય, તો રોકેલી પુંજીનો કોઈ ભાગ કાંઈ નહિ તો પૈસા રોકનારને માટે નિરર્થક પડી રહેતો નથી; અને વળી ભાગદાર તો દેખરેખની બધી પીડાથી મુક્ત રહે છે. વકીલ અદાલતમાં જવાનો વખત થાય ત્યાં સુધી પોતાના મુકર્દમાના કાગળો ઉપર ધ્યાન આપી શકે છે; વળી તેમાં બારણે એક માણસ ખોટી થાય છે, અને તેને છોકરાની કલ્લીઓ ઉપર ઉપાડ જોઈએ છીએ એવા સંદેશાની હરકત પડતી નથી. બીજી બિના એક ધ્યાનમાં રાખવાની છે તે એ કે કાંધાંપાંજરાંના ધંધાથી પુંજીની ખરી કિમ્મતમાં કદિ કંઈ વધારો થતો નથી. વર્ષની શરૂઆતે એક સો રૂપીઆ હોય તેની કિમ્મત વર્ષ આખરે પણ

સોના સોનીજ રહે છે. બીજી બાજુએ, જો ઉદ્યોગમાં પૈસા રોક્યા હોય તો ભાગની જે ખરી કિમ્મત હોય તેમાં વધારો થાય છે, અને નાણાં રોકનારને વ્યાજનો લાભ મળે છે, તે ઉપરાંત તેની પુંજીની કિમ્મત પણ વધે છે. કહો કે તે કોઈ નવા ઉદ્યોગમાં ૧૦૦ રૂપીઆ રોકે છે. તેમાં ફાવે અને પહેલા વર્ષની આખરે દરસેંકડે આઠ ટકા મળે, તો તેના ભાગ કે શેરની કિમ્મત વધે એટલે જાણે કે ૧૨૦ રૂપીઆની થાય એવો સંભવ ખરો. અને એ પ્રમાણે તેને ખરેખરૂં વ્યાજ આઠ ટકાનું નહિ, પણ અઠ્ઠાવીશ ટકાનું પાલવ્યું કહેવાય. આવી રીતે ઉદ્યોગના સાહસથી કોઈ કોઈ વખતે તો ઘણો મ્હોટો નફો મળે છે. તપાસો, દાખલા તરીકે, બંગાળાની કોયલાની ખાણો. આપણે ક્ષત્રસ જેરીઆ નામની એક મંડળી કે કંપનીની એક ખાણનો તપાસ કરીએ. આશરે છ વર્ષ ઉપર ક્ષત્રસ જેરીઆ કંપનીના દશ રૂપીઆની કિમ્મતના શેર દશે દશ રૂપીઆના ભાવથી મળતા હતા. હિંદી કોલસાની પછી માગણી થવા માંડી, અને એ કંપનીના શેરના ભાવ ઉપરાઉપરી વધવા માંડયા અને ૪૨ રૂપીએ ખરીદ તથા વેચાણના સોદા થયા; કેમ કે વ્યાજ, એટલા વખતમાં દરવર્ષે દર સેંકડે ૪૦ ટકા લેખે અપાયું. પણ એટલું બસ નથી. કંપનીની માલકીનાં કોલસાનાં ખેતરો પોતે સારી રીતે કામ કરી શકે તે કરતાં વધારે હતાં; તેથી આ કંપનીની જમીનના એક ભાગ 'સીબપોર કોલમાઈનિંગ કંપની' નામની નવી કંપનીને વેચ્યો; અને તે વેચાણના અવેજમાં એ નવી કંપનીએ જુની કંપનીના દરેક ભાગદારને દર ચાર શેરે નવી કંપનીના પાંચ રૂપીઆની કિમ્મતના ચાર શેર કંઈ લીધા વિના આપ્યા. લોકોમાં આ નવા શેરની માગણી એવી થવા લાગી કે ટુંકા વખતમાં આ પાંચ રૂપીઆની કિમ્મતના શેરનો ભાવ ચૌદ રૂપીઆ થઈ ગયો. મૂળ કંપનીમાં જેણે સો રૂપીઆ ખર્ચી દશ શેર રાખ્યા હશે, તેનો નફો ગણી જુઓ. તેના ૧૦૦ રૂપીઆની કિમ્મત ૪૨૦ રૂપીઆ થઈ, તે ઉપરાંત તેને ૪૦ રૂપીઆ દીવીડન્ડના મળ્યા, તથા નવી કંપનીના આઠ શેર, ૧૧૨ રૂપીઆની કિમ્મતના મળ્યા. એ વર્ષમાં તેના મૂળ ૧૦૦ રૂપીઆની કિમ્મત ૫૭૨ થઈ ગણાય.

ધિરધારના ધંધાનો કયો નફો આની બરાબરી કરી શકે! ક્ષત્રસ જેરીઆ કંપની જેવી ફતેહ ઘણી કંપનીઓને મળી, પરંતુ તે બધામાં એ ટોચે છે. એમ ઉમેરવું જોઈએ કે હિંદી કોલસાની કંપનીઓની આવી ફતેહ અસાધારણ પ્રકારની ગણવી જોઈએ; અને હિંદી શ્રીમંતોએ સારા નફાની આશા રાખવી, પરંતુ દરરોજ આવી જાતના પૈસા રોકવાના ધંધા જડી આવશે એમ ધારવું નહિ. જે શેર લેવાથી મ્હોટાં લલચાવનારાં દીવીડન્ડ મળશે એવાં વચન આપવામાં આવે છે તે ઠેકાણે વખતે સમુળગું વ્યાજ ના મળે અને પૈસા ડુબે, માટે પૈસા રોકનારે સાવચેત રહેવું જોઈએ. હિંદી કોલસાની માગણી એકાએક દક્ષિણ આફ્રિકાની લઢાઈથી વધી પડી; અને લઢાઈ બંધ પડતાં અસાધારણ માગણી પણ તદન બંધ થઈ ગઈ હોત, અને ઘણાય સટ્ટાખોરીઆ ડુબ્યા હોત. પરંતુ ખરૂં જોતાં એમ બન્યું નહિ; કેમ કે વાપરનારા ત્યાં સુધી હિંદી કોલસાને ઓળખતા નહોતા, પણ દક્ષિણ આફ્રિકાની ખરીદીથી તે પ્રસિદ્ધિમાં આવી ગયો.

વ્યાપારમાં અને ઉદ્યોગમાં સંયુક્તપણાની બુદ્ધિની ખામીનું ત્રીજું કારણ એ છે કે હિંદુસ્તાનના લોકો પૈસાનું જોખમ ખાવામાં બીકણ બુદ્ધિવાળા છે, અને આગલા વખતમાં 'જોઈન્ટ સ્ટોક કંપનીઓ' એટલે સંયુક્ત ભંડોળની મંડળીઓમાં હિંદુસ્તાનના ઘણા વતનીઓ સજડ રોયા છે તેથી એ બીકણબુદ્ધિમાં 'દુધે દાઝેલો છાસ પણ ફુંકે' એ કહેવત પ્રમાણે, વળી વધારો થયો હોવો જોઈએ. સને ૧૮૯૦ ની સાલની બંગાલાની સોનાની ખાણોનો દાખલો તપાસીએ. એવી અફવા ફેલાઈ કે બંગાલાના અમુક જીલ્લામાં સોનું ઉભરાઈ જાય છે. એક કંપની સ્થાપનાર જાગ્યો, સોનાની ખાણોની ઘણી કંપનીઓ ઉભી થઈ. પુષ્કળ કાચી ધાતુ છે એવા રીપોર્ટ બહાર પડયા, અને આશા ઉપજાવે એવી બંગાલી સોનાની લગડીઓ કલકત્તામાં આણી પ્રસિદ્ધિમાં મુકવામાં આવી. શેરોના ભાવ કુદકા માર્યા વધ્યા કે વધારી મુક્યા; અને શ્રીમંત રાજાઓ, નવાબો અને એવા એવાઓએ લલચાઈને

પુષ્કળ શેરો ખરીદ કર્યા. એટલામાં ભયંકર અસત્ય જણાઈ આવ્યું; પુષ્કળ સોનાની ખાણોમાં સોનું ના મળે; શેરના ભાવ પડી ગયા. કોઈ કોઈ કમાયા. પરંતુ તાલેવંત રાજાઓ, નવાબો અને એવાઓ રોકકળ અને રડાપીટ કરવા લાગ્યા તથા દાંત પીસવા લાગ્યા. સને ૧૮૮૨-૮૩ ની સાલોમાં દક્ષિણ હિંદુસ્તાનમાં પણ એવું કંઈક બન્યું હતું. તે વખતે વાયનાદમાં સોનાની ખાણો છે એવાં પ્રસિદ્ધિપત્રો બહાર પડયાં, પરંતુ ત્યાં તો ખાણોની વાત ખોટી નહોતી, અને તેમાં હિંદુસ્તાનના નહિ, પણ ઘણાખરા ઈંગ્લાંડના ભાગદારોએ પૈસા ગુમાવ્યા; પરંતુ હિંદુસ્તાનમાં બધાએ એ બિના સાંભળી હશે. એ ખાણો તે અસલના વારાની સોનાની ખાણો હતી, અને હિંદુસ્તાનના વતનીઓએ તેમાંથી પ્રથમ સોનું કાઢેલું. એવું માનવામાં આવતું હતું કે હિંદી ખાણવાળાઓએ માત્ર ઉપર ઉપરથી સોનું કાઢેલું છે, અને હાલના જમાનાનાં યંત્રથી અને ખાણોમાં ઉંડા જવાથી એ ખાણો સારૂં દીવીડન્ડ આપશે. એવી આશા અયોગ્ય નહોતી, અને કામ ધમધોકાર ચાલવા માંડયું; બંગલા અને છાપરાં ઉભાં કરવામાં આવ્યાં, યૂરોપથી ખાણોના અનુભવી કારીગરો બોલાવવામાં આવ્યા, અને વિલાયતથી ઘણાં ભારે અને મૂલ્યવાન્ યંત્રો આણવામાં આવ્યાં. ઘણે દૂર વાયનાદની ડુંગરી ટેકરીઓ સુધી એવા ભારે દાગીના લેઈ જતાં ઘણું ખર્ચ લાગી ગયું; અને હજી કેટલુંક યંત્ર કામ રસ્તામાં હતું એટલામાં તો જે ખાણોમાં કામ શરૂ થઈ ગયું હતું તે પડી ભાગ્યું અને આ સાહસનો જલદી અંત આવ્યો. હાલ પણ ઠેર ઠેર કટાઈ ગએલાં યંત્રોના ઢગલા વાયનાદની ડુંગરી ટેકરીઓમાં ફરનારની નજરે પડે છે; અને કોઈ કોઈ તો અજાએબ થશે કે આવી ઓતાડી જગાઓમાં આ શું ? એ તો સુમારે બાવીશ ત્રેવીશ વર્ષો ઉપર મજુરો મુકીને ચાલ્યા ગયા તે ખાણોનું યંત્રકામ છે, અને તે જોઈ જોઇન્ટ સ્ટૉક કંપનીઓની ભયંકર નિષ્ફળતા યાદ આવે છે. હિંદુસ્તાનના લોકોએ સ્થાપન કરેલી પણ ઘણીએ કંપનીઓની એવી નાસીપાસી ઉત્પન્ન કરનારી વલે થએલી છે. કોણ જાણે હિંદી સાહસથી

કાચનાં કારખાનાં, દીવાસળીનાં કારખાનાં, કાગળનાં કારખાનાં અને એવાં એવાં બીજાં કારખાનાં કેટલાં ઉભાં થયાં હશે, અને થોડા દહાડાનું અસ્તિત્વ ભોગવી વિસર્જન થઈ ગયાં હશે? એટલે હજી પણ હિંદી શ્રીમંતો જોઇન્ટ સ્ટોક કંપનીની આવી શંકા પડતી યોજનામાં પૈસા રોકવા કરતાં દિવાલના સંચમાં પૈસા સંતાડી મુકવાનું કે એથી વધારે સારૂં કરે તો, જમીન કે દાગીના ઉપર દર વર્ષે ત્રીશ ટકા કરતાં પણ ઓછે વ્યાજે ધિરવાનું પસંદ કરે એમાં શી નવાઈ? એનો સારામાં સારો જવાબ એ છે કે એવી ઉદ્યોગની યોજનાઓમાંની કેટલીકની નિષ્ફળતા શાથી અને કયાં કયાં કારણોથી થઈ તેનું વિવેચન કરવું જોઈએ. એમાંની મુખ્ય અને તાજી બંગાલાની આશ્ચર્યકારક સોનાની ખાણોની ધણીખરી આફતોનું કારણ એ છે કે કંપનીઓ સ્થાપનારની સમજાવટથી નાણાં રોકનાર દોરવાઈ ગયા હતા. વળી સોનાની ખાણોની બાબત એવી છે કે સારામાં સારી આશા હોય તોપણ તે સટ્ટા જેવું કામ છે, અને વિશેષમાં, સોનું ઉપયોગી ધાતુ નથી, એટલે તેની પેદાશ જગતને ખરેખરી કિમ્મતી ગણાય નહિ. હિંદુસ્તાનના પૈસાદારને ભલામણ કરવા લાયક તે ઉદ્યોગ નથી. સોનાની ખાણ એ મ્હોટો સટ્ટો છે, કેમ કે અમુક ખાણમાંથી કેટલું સોનું નિકળશે તે અગાઉથી કહેવું કદિ સંભવિત નથી. કોલસાની ખાણોમાં કોલસાનાં પડ એવાં હોય છે કે અમુક ખાણમાં કેટલા લાખ મણ કોલસો છે તેની અગાઉથી ગણતરી થઇ શકે છે, પરંતુ સોનું તો ખડકોની નસોમાં હોય છે ને તે નસોની દિશા અને વિસ્તાર કોઈ જાણી શકતું નથી. જે નસમાં ઘણું સોનું મળવાનું અનુમાન હોય, તેમાંથી કશું મળે નહિ; એથી સોનાની ખાણોનો ધંધો લગભગ જુગાર જેવો છે. માઇસોરમાં સોનાની ખાણો છે તે બધી એક જીલ્લામાં છતાં તેમાંનો કેટલીકની કિમ્મતોનો મુકાબલો કરવાથી સોનાની ખાણો સટ્ટા રૂપ છે એમ જણાઈ આવે છે. કેટલીકમાં શેર રાખનાર ન્યાલ થઈ ગયા, અને કેટલીકમાં શેર રાખનાર પૈસા ગુમાવી બેઠા. દ્રષ્ટાંત તરીકે, ચેમ્પીઅન રીફ કંપનીના શેરની મૂળ કિમ્મત

દશ શિલિંગ છે, અને સને ૧૯૦૩ ના ડિસેંબરની ૨૪ મી તારીખે તેની કિમ્મત ૮ પાઉન્ડની એટલે અસલ કરતાં સોળ ગણી હતી; બલઘાટ કંપનીના શેરની મૂળ કિમ્મત એક પાઉન્ડની છે અને સને ૧૯૦૩ ના ડિસેંબરની ૨૪ મી તારીખે તેની કિમ્મત માત્ર ૧૮ શિલિંગ અને ૬ પેન્સ હતી; કાદર માઇસોર કંપનીના શેરની મૂળ કિમ્મત પાંચ શિલિંગ છે અને ઉપરની તારીખે તેની કિમ્મત ત્રણ પેન્સની જ હતી! એક વાર ફરી કહેવાની રજા લેઈએ છીએ કે સોનાની ખાણો જેવા સટ્ટાના ઉદ્યોગમાં નહિ, પરંતુ ખરેખરા ઉદ્યમનાં કારખાનાંમાં હિંદુસ્તાનના પૈસાદાર લોકોએ ધ્યાન લગાડવું એવી વિનંતિ કરવામાં આવે છે. પરંતુ હરકોઈ જોઇન્ટ સ્ટૉક કંપનીના સંબંધમાં કંપની સ્થાપનાર લલચાવનારી જાહેરખબરો કાઢી પોતાના વાતચિતમાં હોંશિયાર માણસો મારફતે શેરો ભરાવવાના જે યત્ન કરે તેથી પૈસા રોકનારે સાવચેત રહેવું જોઈએ. શેકસપિયરના ' કીંગજોન 'ના નાટકમાં બસ્ટાર્ડનું પાત્ર છે તે જાણે હાલના કંપની સ્થાપનારનું વર્ણન હોય એવી કલ્પના થઈ શકે છે. તે નાટકના બીજા અંકના બીજા પ્રવેશમાં જોઇન્ટ સ્ટૉક કંપની સ્થાપવાને કપટજાળ પાથરનાર કેવા હોય છે તેનું વર્ણન આપતાં તે કહે છે કે દલાલ પ્રપંચી દુરાત્મા છે, તે સિધી સિધી વાતો કહી હોંશિયારીથી હમેશાં વિશ્વાસનો ઘાત કરે છે, વચનનો ભંગ કરે છે; અને રાજા, ભીખારી, વૃદ્ધ, જુવાન તથા કુમારિકાઓ એ સૌને ધૂતી વશ કરે છે.

પરંતુ કંપનીઓ સ્થાપનાર જેમ ખોટા હોય છે તેમ સારા પણ હોય છે; અને પૈસા રોકનારે વિવેકથી તેમને પારખવા જોઈએ. જે કંપની સ્થાપવાની છે તે ખરા પ્રકારની છે, તેના ડાયરેકટરો વગવાળા, સધર અને આબરૂદાર છે, અને એ યોજનામાં ફતેહ મળે એવી છે કે નહિ તે બાબતની પોતે પોતાની ખાત્રી કરવી જોઇએ; એ પ્રમાણે પોતાની ખાત્રી થયા પછી પૈસા રોકવા અને સારાની આશા રાખવી. ફરી એકવાર શેકસપિયરનો હવાલો આપી આશા રાખીએ છીએ કે હાલના જમાનામાં સ્ત્રી કેળવણીનો

પ્રસાર થતો જાય છે એટલે આપણા કેટલાક બિકણ પૈસાદારોની સ્ત્રીઓ, લેડી મેકબેથના જેવું ઘાતકીપણું નહિ, પણ હિમ્મત બતાવીને પોતાના પતિઓનાં કાર્યોમાં વધારે માથું ઘાલશે અને તેમને પોતાને મળેલી તકનો લાભ લેવાને તેની માફક સમજાવી શકશે. સ્ત્રીઓ, સામાન્ય રીતે શારીરિક ભય આગળ બિકણ હોય છે, પરંતુ સાહસમાં તો ઘણે ખરે પ્રસંગે પુરૂષો કરતાં વધારે હિમ્મતવાન્ જણાય છે; અને એવી હિમ્મતનો પાયો અજ્ઞાનપણું ના હોય તો તેનાં ફળ ઘણાં સારાં થાય છે. લેડી મેકબેથમાં ઘાતકીપણું ના હોત તો તે એક મહાન્ સ્ત્રી ગણાત. તે ગુસ્સો કરીને પોતાના બિકણ ધણીને કહે છે કે તમારે જે સાહસ–કાર્ય કરવાની મરજી નહોતી તે વિષે મારી આગળ વાત શું કરવા કરી? તેજ પ્રમાણે હિંદી સ્ત્રી પોતાના પતિને કોઈ ઉદ્યોગની યોજના માટે સમજાવી શકે! પોતાના ધણીએ જ્યારે બિકણપણું બતાવ્યું, ત્યારે તેણે જે જવાબ આપ્યો છે તે ઘણો સુંદર છે.

મેકબેથ—જો આપણે નિષ્ફળ થઈએ તો?

લેડી મેકબેથ—આપણે નિષ્ફળ થઈએ? તાકેલે નિશાને પહોંચવા જેટલી હિમ્મત રાખો, એટલે આપણે નિષ્ફળ નહિ થઈએ.

આ જવાબ બધા બિકણ ઉદ્યોગ–ઉત્તેજકોએ અંતઃકરણમાં કોરી રાખવો જોઈએ. કાચનાં કારખાનાં, દીવાસળીનાં કારખાનાં અને એવાં બીજાં જે કારખાનાં ઉભાં થયાં હશે અને નિષ્ફળ નિવડયાં હશે, તેનાં કારણો એ છે કે તેમાંનાં ઘણાંખરાં તે તે ઉદ્યોગની સ્થિતિના પૂરતા જ્ઞાન વિના સ્થાપન કરવામાં આવેલાં. કારીગરોને તે ધંધાનું વિશેષ જ્ઞાન નહિ, અને તે કામને હાર પાડવા તથા ઉદ્યોગની ધાંટીઓ કાઢતા સુધી અને નફો થવા માંડે ત્યાં સુધી તે જારી રાખવા માટે જોઈએ તેટલાં નાણાંની સગવડ નહિ. જે કારખાનાની 'આફિસ' એક મેલી ઝુંપડીમાં હોય; નોકરોમાં એક ભાગી તુટી ખુરસી ઉપર ખખળી ગએલો મેજ નાંખીને બેઠેલો એક અર્ધનગ્ન કારકુન

હોય, અને કારખાનાના કારીગરોમાં ત્રણ કે ચાર અહીંથી તહીં રખડતા મજુરો હોય, એવું કારખાનું ફતેહમંદ નિવડે નહિ. મોટી મોટી આફિસો અને વરાળનાં યંત્રો ફતેહ મળવાને જરૂરનાં છે એમ કંઈ નથી; પરંતુ આ-બરૂવધે અને ભરૂંસો ઉત્પન્ન થાય એવું સર્વ કામ જોઈએ; અને બિલાડીના ટોપ જેવી અપૂર્ણ કંપનીઓ નિષ્ફળ ગઈ હોય, તેથી ઉદ્યોગની સાહસિક યોજનાઓની અવગણના કરવી ના જોઈએ.

સંયુક્તપણાની બુદ્ધિની ખામીનું બીજું કારણ એ છે કે હિંદુસ્તાનમાં અવિશ્વાસની સામાન્ય વૃત્તિ છે; અને એ કારણ ઘણું ગંભીર છે. એક માણસ બીજા દરેક જણ ઉપર અવિશ્વાસ રાખે એ ઘણી શોચનીય કાર્યપદ્ધતિ છે. પરંતુ હિંદુસ્તાનના લોકોમાં સાધારણ રીતે મનની આવી સામાન્ય સ્થિતિ છે, એ વાતની ના કહી શકાય એમ નથી. તેમ કાંઈ નહિ તો હલકા વર્ગના લોકોના સંબંધમાં અવિશ્વાસની સામાન્ય વૃત્તિ છે તે પ્રજાના મગજની ગાંડા-ઈની નિશાની છે, એમ પણ કહી શકાય નહિ. હિંદુસ્તાનમાં બજારમાંથી ખરીદ કરી આણેલી ચીજોનો ખરેખરો હિસાબ શેઠાણીને બતાવે તે રસોયો પોતાને મૂર્ખ ગણે છે; અને એકાદ દીવાલ બાંધવામાં જે પૈસા પોતાની મારફત ખર્ચાયા હોય તેનો ખરો હિસાબ ઉપરી ઈજનેરને બતાવનાર પોતાને મૂર્ખ ગણે, એવા તાબાના નોકરને હિંદુસ્તાનની સરકાર 'સી. આઈ. ઈ.' નો ખેતાબ આપે છે! તો તેજ પ્રમાણે એક અવિશ્વાસી પૈસાદાર કહેશે કે જોઈન્ટ સ્ટોક કંપનીનો વહિવટદાર પણ જો સરવૈયાને માટે ડાયરેક્ટરોને ખરા આંકડા બતાવે તો તે પોતાને શા માટે મૂર્ખ ગણે નહિ ? વળી ડાયરેક્ટરોની બાબતમાં પણ એવુંજ કેમ ના કહે ? ખરી કે ખોટી પણ એ વાત જગજાહેર છે કે મંદીરનાં નાણાંની બાબતમાં મુંદીરના વહિવટદારો કે ટ્રસ્ટીઓ અપ્રમાણિક હોય છે. તેથી કોઈ માણુસ એમ માને કે આપણા ગામના દેવાલયના પૈસા ટ્રસ્ટીઓ ખાઈ ગયા છે, તેજ પ્રમાણે કંપનીના ડાયરેક્ટરો કંપનીની પૂંજી પણ ખાઈ જશે એમ ધારી તેમાં નાણાં રોકતાં અચકાય તેમાં શું આશ્ચર્ય! એ કંઈ

કહેવાની જરૂર નથી કે હિંદુસ્તાનમાં જેના પ્રમાણિકપણા વિષે કંઈજ પ્રશ્ન થઈ શકે નહિ એવા ઘણાય આબરૂદાર માણસો છે; પરંતુ એમ છતાં એવી સામાન્ય અવિશ્વાસની બુદ્ધિ રહેલી છે. માણસ અને માણસ વચ્ચે ભરૂસો ના હોય ત્યારે સંયુક્ત ભંડોળનાં કામોની વૃદ્ધિમાં અચકામણ આવેજ આવે. આ બાબતમાં ધનવાનને ઉત્તમ શિખામણ એ આપવાની કે તેણે જાગૃત રહેવું જોઈએ, એણે પોતાની જાતના માણસો ઉપર યોગ્ય વિશ્વાસ રાખતાં શિખવું જોઇએ, અને તેણે યાદ રાખવું કે સારા બંધારણવાળી કંપનીમાં કોઈ ઠગાઈ કરે એ કામ સ્હેલું નથી. જોઈન્ટ સ્ટોક કંપનીના પૂંજીના વહિવટમાં અને દેવસ્થાનોનાં નાણાંના વહિવટમાં ઘણો ફેર છે. અનુભવી અને સારી આબરૂવાળા વહિવટદારના હાથ નીચે વ્યવસ્થા પૂર્વક ગોઠવેલા નોકરો હોય, વગવાળા ડાયરેક્ટરોની નાનીશેક મંડળી હોય, હિસાબ તપાસવા જુમેદાર તપાસનાર (ઓડિટર) હોય, અને જો દરેક જણ પોતાની ફરજ બજાવે, તો કપટ કરવાના પ્રયત્નો પકડાયા વિના રહે એ લગભગ અસંભવિત છે. વળી, ભાગદાર (શેરહોલ્ડર) ને સરવૈયું મળે છે, વાર્ષિક અને છ માસિક સભાઓ વખતે ડાયરેક્ટરોને પેટ ભરીને પ્રશ્નો પૂછી પોતાના વ્હેમ કાઢી શકે છે, અને વચ્ચે વચ્ચે માલીક તરીકે જઈને વહીવટદારને સુચનાઓ આપી તેની કેડે થઈ શકે છે. અત્રે જણાવવું જોઈએ કે હિંદુસ્તાનમાં વ્યાપારની બાબતમાં અવિશ્વાસની વૃત્તિ છે તે મોટે ભાગે પૂર્વના દેશોની 'ભાંજગડ' ની રીતિને લીધે છે, એમાં કંઈ શક નથી. હિંદુસ્તાનમાં દરેક ખરીદ કે વેચાણનો સોદો ભાંજગડ વિના થતો નથી. એક દુકાનદાર ઘરાકની પાસે એક ચીજના વીશ રૂપીઆ માગે, અને છેવટ તે પંદર રૂપીએ વેચે, તો ઘરાકના મનમાં એમ આવ્યા વિના નાજ રહે કે દુકાનદાર માલની કિમ્મત કરતાં તેની પાસેથી વધારે પૈસા કઢાવવાનું કરતો હતો, અને એથી તે દુકાનદાર ઉપર કંઈક અણભરૂસો પણ રાખે. બજારમાં નાના દુકાનદારો અને ગાંસડી લેઈ ફરનારા ફેરીઆ, કોઈ ભલા ખરીદદારને છેતરવાને તૈયારજ હોય છે એ શું

ઓછો અનર્થ છે? વેચનાર જે ચીજ છેવટ ચાર આને વેચી નાંખશે તેનો તે કદાચ એક રૂપીઓ માગશે. જો ખરીદદાર અનઘડ હોય, અને પાધરોક રૂપીઓ કાઢીને આપે, તો કંઈપણ આચકો ખાધા વિના વેચનાર તે ગજવામાં મૂકશે. યૂરોપમાંથી આ દેશમાં નવો આવનાર કેટલીક વખત એવા ખત્તા ખાય છે, ત્યારે અનુભવથી ડાહ્યો થાય છે. દુર્ભાગ્યે, માત્ર નાની દુકાનોએ આવી રીતનો વહિવટ ચાલે છે એમ નથી, પણ ઘણીક મોટી દુકાનોએ પણ એજ પ્રમાણે ચાલે છે. આવી પદ્ધતિની અસર ખરીદદાર અને વેચનાર એ બંનેના પ્રમાણિકપણા ઉપર થયા વિના રહેતી નથી; કેમ કે તેમનામાંના દરેક જણને બીજાના ઉપર લાભ મેળવવાનું મન થાય છે; અને સાધારણ રીતે જેવો વેચનાર તેવો ખરીદદાર પણ અપ્રમાણિક હોય છે. ખરીદદાર કહે છે કે 'એ ચીજ નકામી છે, નકામી છે;' પરંતુ તે રસ્તે પડે છે, એટલે 'બડાઈ મારે છે,' એવું ત્રણ હજાર વર્ષ ઉપર પૂર્વની દુકાનદારીનું વ્યંગમાં વર્ણન કરતાં સોલોમને લખ્યું છે; અને તેણે હિંદુસ્તાનના બજારની બાબતમાં કાલે લખ્યું હોત તો પણ એવુંજ લખત. ઇંગ્લંડની માફક હિંદુસ્તાનમાં કોઈ આબરૂદાર યૂરોપિયન દુકાનમાં જેને ચીજ જોઇતી હોય તે પેસે છે અને કિમ્મત પૂછે છે, અને જો તે કિમ્મત કબૂલ હોય છે તો ચીજ ખરીદ કરે છે, પણ મોંઘી લાગે છે તો સભ્યતાપૂર્વક ક્ષમા માગી ચીજ મૂકી ચાલ્યો જાય છે. એ વ્યવહારમાં એક મિનિટ કરતાં વધારે વાર લાગતી નથી, અને કોઈ પક્ષકાર સામાને છેતરવાનો પ્રયત્ન કરતો નથી. આવા સાદા વ્યવહારની સાથે હિંદુસ્તાનના બજારના વ્યવહારનો મુકાબલો કરીએ. ધારો કે એક માણસને એક છત્રી ખરીદ કરવી છે. એ વ્યવહારમાં તે કેટલી વાર જૂઠું બોલશે અને ચાલશે તે આપણે ગણીએ. તે બીજી ચીજોની સાથે છત્રીઓ વેચનારની દુકાને જાય છે, અને પોતે છત્રીને માટે આતુરતા દેખાડે તો દુકાનદાર કિમ્મત ચઢાવી દે, માટે તે છુપાવવા પોતાને ઘડિયાળ જોઈએ છીએ એવો ડોળ કરે છે (એ જૂઠ પહેલી); તે બીજો ઢોંગ એવો કરે છે કે તેને જોઈએ તેવાં ઘડિ-

ચાળ એ દુકાનમાં નથી ( એ જૂઠ બીજી ); પછી જાણે માંહીથી માંહવખતે આવતે મહિને છત્રી જોઈએ એવો ડોળ કરે છે ( એ જૂઠ ત્રીજી ), અને છત્રીની કિમ્મત પૂછે છે. દુકાનદાર કહે છે કે 'ત્રણ રૂપીઆ;' ખરીદદાર તેને હસી કાઢે છે, અને "એક રૂપીઓ' કહે છે. દુકાનદાર તેની માગણી ધિક્કારી કાઢે છે, પણ કિમ્મત હટાડીને 'અઢી રૂપીઆ' કરે છે, તથા સોગન ખાય છે કે તેથી ઓછું તે લેનાર નથી. ખરીદદાર કિમ્મત ચઢાવી 'દોઢ રૂપીઓ' કહે છે, અને સોગન ખાય છે કે હું એથી વધારે આપનાર નથી. ( એ જૂઠ ચોથી ) હવે દુકાનદાર જાણે છત્રી વેચવી ના હોય એમ બાજુએ મૂકે છે, અને ખરીદદાર જાણે લેવાનો ઈરાદો ના હોય તેમ હીંડવા માંડે છે. ( એ જૂઠ પાંચમી ) હવે પ્રશ્ન એ થાય છે કે એમાંથી કોણ વધારે ખામોશ રાખી શકે છે; ખરીદદાર થોડાંશેક ડગલાં જાય છે, અને પાછો ફરી બીજી માગણી કરવા જાય છે, એટલામાં તો ઘરાક જતું રહે છે એમ જાણી દુકાનદાર 'બે રૂપીઆ,' 'બે રૂપીઆ,' કહી તેને બૂમ પાડી બોલાવે છે! ખરીદદાર મનમાં મલકાતો મલકાતો પાછો ફરે છે, પણ ઉપરથી તો બેદરકારી બતાવે છે ( એ જૂઠ છઠ્ઠી ), અને 'એકને બારે' માગણી કરે છે; દુકાનદાર મનમાં ખુશી થાય છે કે છેલ્લા ખરીદદાર પાસેથી જે મળ્યું તેના કરતાં આ છત્રીના ચાર આના વધારે આવે છે માટે કહે છે 'લ્યો, લ્યારે;' એ પ્રમાણે આ સોદો પૂરો થાય છે. એ વ્યવહારમાં ખરીદદાર કંઈ નહિ તો છ વખત જૂઠું બોલ્યો અથવા ચાલ્યો, અને દુકાનદાર કેટલી વખત બોલ્યો તે આપણે ગણ્યું નથી. એવું તો બજારમાં હમેશાં બને છે, અને કંઈ હેરફેર મોટી દુકાનોમાં એ બને છે, પણ તેની વિગતમાં ફેરફાર હોય છે. એથી વ્યાપારની બાબતમાં અવિશ્વાસની વૃત્તિનું પોષણ થયા વિના કેમ રહે? જ્યાં વ્યાપાર આવી 'ભાંજગડ'ની રીતે ચલાવવામાં આવે, ત્યાં હમેશાં અપ્રમાણિકપણાનું વલણ હોય છે. ઇંગ્લંડમાં પણ, માલ રાખી પૈસા ધિરનારની ડુલેલા માલની દુકાનોમાં, વાપરેલા સામાનનાં હરાજીખાનાંઓમાં, ઘોડા વેચનારના તબેલાઓમાં

અને એવાં કેટલાંક વ્યાપારનાં મથકોમાં ‘ભાંજગડ’ ની પદ્ધતિ ચાલે છે, અને આવી બધી જગાઓમાં દગલબાજી સામાન્ય છે એ વાત સુપ્રસિદ્ધ છે. હિંદુસ્તાનમાં ઘણાક આબરૂદાર વ્યાપારીઓએ ‘એકજ ભાવે’ માલ વેચવાની સરસ પદ્ધતિ શરૂ કરેલી છે, અને જ્યારે એકજ ભાવની પદ્ધતિનું મૂળ રોપાશે, ત્યારે નાની ઠગાઈઓ નાબુદ થશે, અને વ્યાપાર રોજગારમાં ભરૂસાનું વલણ હાલના કરતાં વધારે મજબુત થશે. વળી એમ પણ કહેવું જોઈએ કે હિંદુસ્તાનમાં ધાર્મિક અને નીતિ સંબંધી કેળવણી ઘણી ઓછી અપાય છે. એવી કેળવણીથી ઉગતી પ્રજા પોતાની, અને પોતાના બન્ધુઓની સારી તુલના કરી શકે છે. એમ છતાં જે કેળવણી અપાય છે તેથી સંતોષ માનવો જોઈએ, કેમ કે તેથી પણ સિધી રીતે કામ કરવાની પ્રેરણાબુદ્ધિ ઉત્પન્ન થવાની. બધા દેશોમાં અપ્રમાણિક માણસો હોય છે, બધા દેશોમાં જોઈન્ટ સ્ટોક કંપનીઓમાં પૈસા રોકનાર વખતે વખતે છેતરાય છે, અને લોકોનો વિશ્વાસ થોડા વખત સુધી ડોલંડોલા થાય છે. પરંતુ એ માત્ર ટૂંક મુદત સુધી રહે છે, અને પછી સદાય દરેક માણસ અપ્રમાણિક છે એમ પૈસા રોકનાર ધારતો નથી.

જ્યારે દરેક શહેરમાં અને દરેક મોટા ગામમાં ત્યાંના રહીશો માત્ર પોતાના કુટુંબો માટે ધન સંપાદન કરવાની પવિત્ર ઇચ્છાની પ્રેરણાથી જ નહિ, પરંતુ પોતાના દેશની સંપત્તિની વૃદ્ધિ કરવાની સ્વદેશાભિમાની ઇચ્છાની પણ પ્રેરણાથી ઉદ્યોગો માટે સંયુક્ત મંડળીઓ સ્થાપન કરશે, ત્યારે હિંદુસ્તાનનો ભવ્ય સમય આવ્યો સમજવો.

# પ્રકરણ ૩ જું.

—:o:—

## ઉદ્યોગનાં પ્રદર્શનો.

વાંચનાર કદાચ શંકા ઉઠાવશે કે સ્વદેશાભિમાનથી ઉદ્યોગ કરવાની વાતો કરવી, તથા ગામોના રહીશોને ઉદ્યોગની સાહસિક યોજનાઓમાં ભાગ લેવાની ફરજ વિષે બોધ કરવો, એ બધું તો ઠીક છે; પરંતુ આવી વાતોથી અને આવા બોધથી કંઈ પણ કાર્ય થઈ શકે નહિ: કેમ કે તાલુકાના લોક વિષે ના બોલીએ તોપણ ગામડાંના લોકો બાપદાદાના વખતથી ચાલતા આ-વેલા ઉદ્યોગ સિવાય બીજો કંઈ ઉદ્યોગ સમજતા નથી. તેમના સાથીઓ તેમનાં ખેતરો ખેડે છે, અને તેમાં બી રોપે છે, બળદોને કૂવાના ઓલાણમાં ચઢ ઉતર કરવા હાંકે છે, અને પાક લણે છે; તેમનાં બઈરાં ઢાંગેર ખાંડે છે, અને છોકરાં પક્ષીઓ ઉરાડે છે; ઘાંચીવાડામાં ઘાણીઓ ફરે છે, સૂતાર-વાડામાં સૂતારો ગાડાં અને બારણાંની સાખો ઘડે છે, ત્યાં ચીરવાના અને વહેરવાના અવાજો સંભળાય છે; અને વહોરવાડમાં વહોરા કેરોસિનતેલના ડબામાંથી ટીનના પત્રાનાં ફાનસો, ટીનનાં વાસણો, અને ગામડાંના બરનો બીજો ટીનનો સામાન પોતાની ઓસરીમાં બનાવે છે, તથા મોટા અવાજથી કાન બહેરા કરી નાંખે છે. ગ્રામ્યજન બોલી ઉઠશે કે, 'ઉદ્યોગ! એથી વધારે ઉદ્યોગ કેવો જોઈએ? ઉદ્યોગની વૃદ્ધિનો અવકાશ ક્યાં છે?'

વાંચનારની ઇચ્છા ગ્રામ્યજન પ્રત્યે મમતા બતાવવાની હોય, તો તેણે પોતાના ગામડિયા ભાઈબંધને હવેનું ઉદ્યોગનું પ્રદર્શન જોવા જવાની સમજુત આપવી. ગ્રામ્યજનને યોગ્ય વ્યવસ્થાવાળું પ્રદર્શન એ ઘણો સુંદર પદાર્થપાઠ છે; કેમ કે પ્રદર્શનમાં તેના ગામ જેટલી જગામાં, દેશના બધા ઉદ્યોગોનું ઘણુંખરૂં સામાન્ય જ્ઞાન સમાયલું હોય છે; અને ઈંડિયન નેશનલ કાન્ગ્રેસે એટલે હિંદુસ્તાનના રાજકિય મહામંડળે એક ઘણું સારૂં કામ એ કર્યું છે કે

રાજકિય સભાઓની સાથે ઉદ્યોગનાં પ્રદર્શનો ભરવાની પદ્ધતિ ચાલુ કરી છે. હવે વાર્ષિક રાજકિય સભાઓની સાથે વાર્ષિક ઉદ્યોગનાં પ્રદર્શનો હમેશાં ભરવાં એ કાન્ગ્રેસના કાર્યનો ભાગ વગર લખે ગણાશે. હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં જ્યાં કાન્ગ્રેસ ભરાશે ત્યાં એવાં પ્રદર્શનો પણ ભરાશે. લાખો માણસો તે જોવા જઈ શકશે, અને જેઓ એ તકનો લાભ લેશે તેઓના જ્ઞાનમાં વધારો થશે અને તેઓના વિચારોનું ક્ષેત્ર વિસ્તાર પામશે; એટલા માટે ઉદ્યોગનાં પ્રદર્શનોનો થોડો અભ્યાસ ઉપયોગી થઈ પડશે.

હિંદુસ્તાનમાં ઉદ્યોગનાં પ્રદર્શનો થાય છે તેનો ઇતિહાસ ટૂંકામાં આપીએ. ઇસ્ટ ઇન્ડિયા કંપનીના રાજ્યનાં છેલ્લાં થોડાં વર્ષોની દરમીઆનમાં આ દેશમાં ઉદ્યોગનો જમાનો હતો. તે વખતે હિંદુસ્તાનનાં બાંધકામ ખાતાનો પિતા લોર્ડ ડેલ્હાઉસ ગવર્નર જનરલ હતો, અને તેના અમલમાં ઘણીક ઉદ્યોગની યોજનાઓ ફતેહમંદીએ પહોંચી હતી. હિંદુસ્તાનમાં પહેલી રેલ્વે સને ૧૮૫૩ માં, દરિયા કિનારેથી થોડા માઇલ દૂર મુંબાઈ અને થાણા વચ્ચેની ઉઘડી હતી. ૧૮૫૪ માં પબ્લીક વર્ક્સ ડીપાર્ટમેન્ટ એટલે જાહેર બાંધકામ ખાતું સ્થાપન થયું હતું, અને તેજ વર્ષમાં ભવ્ય ગંગાની નહેરમાં હોડીઓ પહેલ વહેલી ફરી હતી. ૧૮૫૫ માં મદ્રાસમાં અને કલકત્તામાં આગગાડીઓ ચાલુ થઈ હતી, અને તેજ વર્ષમાં જે વખતે ઉદ્યોગની શાન્તિનો થોડા સમયમાં ભયંકર બળવાથી ભંગ થવાનો છે એવી કલ્પના પણ નહોતી તે વખતે ઇલાકાના શહેરોમાં ઉદ્યોગનાં પ્રદર્શનો ભરવામાં આવ્યાં હતાં. તેની યોજના સરકાર તરફથી થઈ હતી. ગોઠવણ ઘણી સારી હતી. દરેક ઇલાકાના બધા ભાગોમાં સ્થાનિક મંડળીઓને કામ સોંપી દીધું હતું. પ્રદર્શનમાં માલ મોકલનાર ઘણા હતા. જુદા જુદા વર્ગની ચીજોના ખાસ માહિતગાર માણસોને પરીક્ષક નિમ્યા હતા. તેઓને ફક્ત ચાંદા આપવાનું જ કામ સોંપ્યું નહોતું, પણ સાથે સાથે વર્ગવાર ચીજોનો હેવાલ લખવાનું સોંપ્યું હતું. એ હેવાલો હજી મોજુદ છે, અને અર્ધી સદી વિત્યા છતાં હાલમાં પણ તેમાંના કેટ-

લોક ઘણા બોધદાયક છે. ઉદ્યોગનું પ્રદર્શન એ જાણે છબી લેવાનો કાચ છે. એ કાચ ઉપર જમાનાના ઉદ્યોગોની નાની પણ ચોકસ છાપ પડે છે, અને પ્રદર્શનનો હેવાલ., એ કાચ ઉપરના ચિત્રની પરિપૂર્ણ છબી છે. એ અસલી પ્રદર્શનોના સરકારી હેવાલો ઉપરથી અર્ધ સૈકા ઉપર આ દેશમાં કેવા કેવા ઉદ્યોગો હતા તેની માહિતી આપણને મળે છે; અને એ ઉપરથી એમ પણ જણાય છે કે પચ્ચાસ વર્ષ પહેલાં તેમના બાપદાદા કલાકૌશલ્યમાં જેવા હતા તેના કરતાં હિંદુસ્તાનના લોકો એકંદર રીતે હાલમાં જો કે ભાગ્યે જ કંઈ વધારે પાવરધા થયા હશે, પરંતુ તે બાબતનું છુટક છુટક માણસોનું જ્ઞાન તે વખત કરતાં ઘણું વધ્યું છે. એ અસલી ઉદ્યોગનાં પ્રદર્શનોમાં દેશી બનાવટનાં પીતળનાં વાસણો, માટીનાં વાસણો, હાથનાં વણેલાં સુંદર કપડાંઓ, અને એવી એવી વસ્તુઓ સિવાય ખાસ હુન્નરનો કોઈ નમુનો હિંદુસ્તાનના કોઈ કારીગરે મોકલ્યો જણાતો નથી. એ બધી વસ્તુઓ સુંદર હતી ખરી, પણ તે એકજ પ્રકારની અને તેમાં જુદી જુદી કારીગરી નહોતી. એની સાથે હાલમાં સને ૧૯૦૩-૪ માં મદ્રાસમાં કાન્ગ્રેસનું જે પ્રદર્શન ભરવામાં આવ્યું તેનો મુકાબલો કરતાં ઘણો તફાવત માલમ પડે છે. એમાં હિંદુસ્તાનના લોકોએ છેક હાલના જમાનાની ઘણી ચીજો મૂકી હતી. ચોરથી ઉઘડે નહિ અને આગથી બળે નહિ એવી અબરખ ભરેલી ભારે અને મોટી ત્રીજોરીઓ કે પેટીઓથી માંડીને રેશમી લુગડે જડેલી કમાનવાળી નાજુક અને સુંદર દાગીના ભરવાની પેટીઓ સુધી, ભભકાદાર રાજ્યગાડીઓથી માંડીને રમકડાંની બળદગાડીઓ સુધી, સુંદર સુગંધી પદાર્થો મૂકવાની દાબડીઓથી માંડીને સુધરાઈ ખાતાનાં મેલુ નાશ કરવાનાં યંત્રો સુધી, અને માખણના દાબડાથી માંડીને વાદળી શાહીની શીશીઓ સુધી ઘણી ચીજો મૂકવામાં આવી હતી. સને ૧૮૫૫ ની સાલમાં મદ્રાસમાં જે પ્રદર્શન થયું તેમાં યાંત્રિક હુન્નરોના પરીક્ષકો મોટે ભાગે મદ્રાસ રેલ્વેના ઈજનેરો હતા, તેઓને દેશી નમુના મોકલનારાઓએ યાંત્રિકકલાના નમુના બિલકુલ મૂક્યા નહોતા તે સંબંધી

પોતાના હેવાલમાં કંઈક ખુલાસો આપવાની અગત્ય છે, એમ લાગ્યું હતું. તેઓ લખે છે કે હિંદુસ્તાનના લોકો પ્રથમથી વાપરે છે તે કરતાં સારાં હથિયારોની આજ સુધી માગણી નહોતી; વળી પ્રતિકુળ વિચારો અને બીજી હરકતો પણ આડે આવેલી; પરંતુ તેઓએ આશા બતાવી હતી કે હાલના જમાનાનાં યંત્રો દાખલ થવામાં આજ સુધી જે જે વાંધા હતા તે હવે કેળવણી અને પ્રથક પ્રથક સાહસથી ધિમે ધિમે દૂર થઈ જશે. ૧૮૫૫ નાં પ્રદર્શનોનું પરિણામ સારૂં આવ્યું હતું એમ જણાય છે; કેમકે ઉત્તરમાં મોટો બળવો સળગી ઉઠ્યો તે પહેલાં ત્રણ માસ ઉપર ૧૮૫૭ માં મદ્રાસમાં બીજું પ્રદર્શન ભરવામાં આવ્યું તે વખતે પરીક્ષકોને માલમ પડયું કે યાંત્રિકકલાના નમુના ઘણી સુધરેલી ઢબના હતા. તેઓએ લખ્યું છે કે, "કાંઈ નહિ તો મદ્રાસમાં અને તેની નજદિકના બીજા પ્રદેશોમાં યૂરોપની કાર્યપદ્ધતિ અને સાહસ વિરૂદ્ધનો વ્હેમ દૂર થતો જાય છે, અને યૂરોપના ચાતુર્ય અને વિદ્યાનાં ચઢિયાતાં હથિયારો અને યુક્તિઓ દાખલ થતાં જાય છે; એ વાત આ પ્રદર્શનમાં દેશી નમુના મોકલનારાઓની આવેલી ઘણી ચીજો ઉપરથી જણાઈ આવે છે. એ ચીજોમાં યૂરોપની કાર્યપદ્ધતિની નકલ કરવામાં જે સાધનો વાપર્યા હતાં અને જે રીત કામે લગાડી હતી તેમાં જો કે ઘણી બાબતમાં ખામીઓ હતી, તોપણ યૂરોપના જેવી ચીજો બનાવવામાં કેટલેક દરજ્જે ફતેહ મળેલી જણાતી હતી. એ વાત નિઃસંશય લાગે છે કે આ દેશના વતનીઓને ઉત્તેજન આપવામાં આવે અને યૂરોપનાં યંત્રો વધારે દાખલ કરવામાં આવે તો થોડાં વર્ષોમાં યાંત્રિકકલાની આ ઘણી અગત્યની શાખામાં એટલે યંત્રો અને હથિયારો બનાવવામાં દહાડે દહાડે વધારે સુધારો થતો જશે.

એ જૂના પરીક્ષકો પૈકી હાલ કોઈ જીવતો હશે એવો સંભવ નથી; પરંતુ જો તેમાંના કોઈના જોવામાં ૧૯૦૩-૪ નું મદ્રાસનું પ્રદર્શન આવ્યું હોત તો તેમના જાણવામાં આવત કે કંઈ નહિ તો મોટા શહેરોમાં તેમની

ધારણા પાર પડવા માંડી છે; અને એમાં કંઈ સંદેહ નથી કે હિંદુસ્તાનનાં મોટાં મોટાં શહેરોમાં હાલ જે કલાવૃદ્ધિ થઈ છે તેનું બીજ એ અસલી પ્રદર્શનોથી રોપાયું હતું. એ જૂના કાળમાં ઉદ્યોગનાં પ્રદર્શનો સિવાય ઘણી જગાઓમાં ખેતીવાડીનાં પ્રદર્શનો પણ ભરવામાં આવતાં હતાં; અને એ પ્રદર્શનો તો કેટલાક સમય સુધી વારંવાર ભરવાનું જારી રહ્યું હતું. પરંતુ તેમાં ખર્ચ ઘણો થતો હતો, અને સરકારી અમલદારોને તેમાં ઘણી મહેનત પડતી હતી. કેટલાક વાઇસરોયે કલાવૃદ્ધિને સારૂં ઉત્તેજન આપ્યું છે, પરંતુ લાર્ડ ડેલ્હાઉસની પ્રેરણા તેના પછી જે સુબાઓ થયા તેમનામાં ઉતરી નહોતી, તેથી પ્રદર્શનો ધિમે ધિમે બંધ પડવા દેવામાં આવ્યાં; એટલે મદ્રાસમાં ખેતીવાડીનું છેલ્લું પ્રદર્શન ભરાયાને લગભગ વીશ વર્ષ થયાં. સાઠીઆમાં, જ્યારે લેન્કેશાયરમાં રૂના વ્યાપારની મંદી થઈ, ત્યારે મુંબાઇમાં રૂના ઉદ્યોગની એકાએક સંવૃદ્ધિ થઈ, અને તેને લીધે બીજા તેને લગતા ઉદ્યોગોને પણ ઉત્તેજન મળ્યું; અને એ વખતે મુંબાઇમાં એક મોટું સાર્વભૌમ પ્રદર્શન ભરવાનો વિચાર ઘણા ઉત્સાહપૂર્વક કરવામાં આવ્યો; પરંતુ વ્યાપારની અતિ વૃદ્ધિ થઈ હતી, તેથી તેની ઉલટી ગતિ થઈ. મી. બહેરામજી કામા નામના એક શ્રીમંત પારસીએ ત્રણ કરોડ કરતાં પણ વધારે રૂપીઆનું દેવાળું કાઢ્યાની વાત બહાર પડી. બીજા લોકો પણ ભાંગ્યા અને સંકટ એટલું મોટું હતું કે યોજેલું પ્રદર્શન પડી ભાંગ્યું. સને ૧૮૮૪ માં કલકત્તામાં એવું એક સાર્વભૌમ પ્રદર્શન ભરવામાં આવ્યું હતું અને તે ફતેહમંદ નિવડ્યું હતું; અને ૧૯૦૩ માં દિલ્હી દરબારના કાર્યક્રમમાં પ્રદર્શન રાખેલું હતું. આ બધાં પ્રદર્શનોનું ફળ સારૂં થયું છે એમાં કંઈ શક નથી, પરંતુ કાન્ગ્રેસના સંબંધમાં જે પ્રદર્શનો ભરવામાં આવ્યાં તે કદાચ સૌથી સારાં થયાં; કેમ કે એની યોજના અમલદારોની માર્ફત નહિ, પણ દેશીઓને હાથે થએલી હતી. એટલે સત્તાના અમલથી ચૈતન્યશક્તિનો જે ખોટો દેખાવ થાય છે તે તેમાં નહોતો, પરંતુ હિંદુસ્તાન અને વિશેષ કરીને હિંદુસ્તાનના લોકો ખરી રીતે શું શું કરી શકે છે તેનાં

તે સંસ્થાઓ ખરાં પ્રતિબિંબ હતાં. આ આધુનિક પ્રદર્શનોમાંનું પહેલું સને ૧૯૦૧ ના ડિસેંબર માસમાં કલકત્તામાં ખુલ્લું મૂકવામાં આવ્યું હતું; બીજું સને ૧૯૦૨ ના ડિસેંબરમાં અમદાવાદમાં, અને ત્રીજું સને ૧૯૦૩ ના ડિસેંબરમાં મદ્રાસમાં ભરવામાં આવ્યું હતું. આ ત્રણેમાં છેલ્લું ચઢિયાતું હતું, તેથી જણાય છે કે દહાડે દહાડે કલાવૃદ્ધિ સારી થતી જાય છે. આપણે આશા રાખીશું કે કાન્ગ્રેસનાં પ્રદર્શનો દિનપર દિન અધિક અધિક સુધરતાં જાય, અને એ હિંદુસ્તાનની અભિવૃદ્ધિના મોટા આધાર નિવડે.

પ્રદર્શનોનું અધ્યયન કરવામાં ત્રણ બાબતોનો વિચાર કરવાનો છે, (૧) તેના યોજકો સંબંધી, (૨) નમૂના મૂકનાર સંબંધી, અને (૩) જોનાર સંબંધી.

યોજકોના સંબંધમાં એ કહેવાનું છે કે જ્યારે પ્રદર્શન ભરવાનો વિચાર નક્કી થાય, ત્યારે તેની તૈયારીઓ યોગ્ય સમય પહેલાં જેમ બને તેમ જલદી કરવા માંડવી જોઈએ. જેઓએ પ્રદર્શનના યોજક તરીકે કામ કર્યું હશે, તેઓ જ જાણી શકશે કે એમાં કેટલી બધી મહેનત છે અને નમુનાના દાગીના છેલ્લી ઘડીએ આવે તો અવ્યવસ્થા થવાનો સંભવ કેટલો છે. નમુનાની ગોઠવણ અવ્યવસ્થિત હોય તો તેની કિમ્મતની પૂરી બૂજ થઈ શકતી નથી અને પ્રદર્શનના હેતુમાં હાનિ પહોંચે છે; અને તે ખુલ્લું મૂકવાનો સમય આવી પહોંચે ત્યાં સુધી વ્યવસ્થાનું કામ નિદ્રા લેતું હોય તો સર્વથા ગોટાળો જ વળવાનો. પ્રગણાના યોજકો એટલે ડીસ્ટ્રીક્ટ કમિટિના ગ્રહસ્થો પોતાના જીલ્લાના પ્રદર્શનમાં નમુના મૂકનારના સંબંધમાં થોડા કે ઘણા હોય છે, તેઓએ વહેલું કામ શરૂ કરવું જોઈએ એમ તેમના મનમાં ખાસ રીતે ઠસાવવું જોઈએ. કેમ કે પ્રદર્શન ભરાવાનું છે, અને તેમાં તેઓએ ભાગ લેવો જોઈએ એમ એવા કારીગરોને સમજાવતાં ઘણો વખત લાગે છે; તેથી જો તેમને મળીને વાત કરવામાં કંઈ વિલંબ થાય તો ઘણા નમુના અટકી પડે; કેમ કે પોતાની

ચતુરાઈ બતાવવાનો આ પ્રસંગ છે એવું કારીગરોને છેલ્લી ઘડીએ સમજાય તો છેલ્લા માસમાં કદાચ નમુના તૈયાર કરવા તેઓ મંડી પડે, પરંતુ અંતે તેઓ મોડાજ પડવાના. સને ૧૮૫૧ ની સાલમાં લંડન શહેરમાં જે 'મહાન્ પ્રદર્શન' ભરવામાં આવ્યું હતું તેની યોજના ૧૮૪૯ માં કરવામાં આવી હતી; તેને માટે ઉઘરાણાનાં પત્રકો ૧૮૫૦ ના જાનેવારીની ત્રીજી તારીખે બહાર પાડવામાં આવ્યાં હતાં; અને પ્રદર્શન ૧૮૫૧ ના મે મહિનામાં, એટલે પહેલી ગોઠવણ થયા પછી બે વર્ષે અને ઉઘરાણાની ટીપ ઉઘાડ્યા પછી સોળે મહિને, ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. એમ છતાં પણ પ્રદર્શન ૭ માસ સુધી ખુલ્લું રાખવામાં આવ્યું હતું; એટલે જો પ્રદર્શન ઉઘડ્યા પછી થોડા દહાડા સુધી બધી વ્યવસ્થા સંપૂર્ણ થઈ ના હોય તોપણ ભૂલ સુધારવાને ઘણો અવકાશ હતો. હિંદુસ્તાનનાં પ્રદર્શનો તો થોડા દહાડા જ ખુલ્લાં રહે છે, તેથી પહેલેજ દહાડે બધી વ્યવસ્થા થએલી હોવી જોઈએ, નહિ તો પ્રદર્શન બગડ્યું; તેથી જેમ તૈયારી વહેલી થાય તેમ વધારે સારૂં. બીજી બાબત એ કહેવાની છે કે જોનારને જોવાનું સ્હેલું કરવા માટે હરેક પ્રયત્ન કરવા જોઈએ. નામનાં પાટિયાં, અંગ્રેજી અને દેશી ભાષામાં મોટા અક્ષરે લખેલાં, નમુનાના જુદા જુદા જથાની જગાઓનાં નાકાં વર્તાઈ આવે એવી રીતે ટાંગવાં જોઈએ. 'ટેક્ષટાઈલ ફેબ્રીક્સ,' 'વણાટની કલાના નમુના,' 'મશીનરી,' 'યંત્રો;'— 'ફરનીચર,' 'ઘર શણગારનો સામાન,' અને એ પ્રમાણે જે જે જથા હોય તે જથા દીઠ પાટિયું જોઈએ. પત્રક રાખવું તે એવું હોવું જોઈએ કે તેમાંથી માહિતી મળે; તેમાં કંઈક ઉપયોગી સૂચનાઓ આપવી જોઈએ, પણ તેમાં લંબાણ કરવું નહિ. સને ૧૯૦૩-૪ ના મદ્રાસના પ્રદર્શનની યોજના ખાસ કરીને સારી રીતે ગોઠવાયલી હતી; તેનું પત્રક જે લોકોને વેચવામાં આવ્યું હતું તેમાં એકે એક નમુનાનું નામ આપવાનો પ્રયત્ન કરેલો હતો. તે પત્રકના પૃષ્ઠ ૨૭ ની થોડી પહેલી લીટીઓ દૃષ્ટાંત રૂપે અત્રે નીચે આપી છેઃ—

| રજીસ્ટરનો નંબર. | મોકલનારનું નામ. | ચીજનું વર્ણન. | અનુક્રમ નંબર. |
|---|---|---|---|
| ૪૬૭. | ઇંડિયન સ્ટોર્સ, લીમીટેડ, કલકત્તા. | ૧ મોજાંની જોડ. | ૨૮૩૪ |
| ૪૬૭. | ઇંડિયન સ્ટોર્સ, લીમીટેડ, કલકત્તા. | ૧ ગરમ કપડું. (ઊનનું) | ૨૮૩૫ |
| ૪૬૭. | ઇંડિયન સ્ટોર્સ, લીમીટેડ, કલકત્તા. | ૬ ગરમ બદનો. (ઊનનાં) | ૨૮૩૭ |
| ૪૬૭. | ઇંડિયન સ્ટોર્સ, લીમીટેડ, કલકત્તા. | ૩ ટોપીઓ. (ઊનની) | ૨૮૩૮ |
| ૪૬૭. | ઇંડિયન સ્ટોર્સ, લીમીટેડ, કલકત્તા. | બે જોડ ઊનનાં હાથનાં મોજાં. | ૨૮૩૯ |

આવી રીતે આ એક અમુક પેઢીના નમુનાની બાબત ત્રણ પૃષ્ઠ સુધી ચાલી હતી; અને વણાટના કાપડના સામાન્ય નમુનાની બાબતમાં કોડીબંધ પૃષ્ઠો ભરી કાઢ્યાં હતાં. એ કાપડીઆના ભાવના પત્રક જેવું કે હરાજીવાળાની યાદી જેવું જણાતું હતું, પણ કંઈ જોઈએ તેવું માહિતી આપનારૂં પત્રક નહોતું. એ અમુક પેઢીના નમુનાની બાબતમાં ત્રણ પૃષ્ઠ રોકાયાં તેને બદલે એક લીટીજ થઈ હોત, તો તે વધારે લાયક પત્રક થયું હોત. જેમ કે—

| રજીસ્ટરનો નંબર. | મોકલનારનું નામ. | માલનું વર્ણન. | અનુક્રમ નંબર. |
|---|---|---|---|
| ૪૬૭. | ઇંડિયનસ્ટોર્સ, લીમીટેડ, કલકત્તા. | પહેરવાનાં લુગડાં વગેરે. | ૨૮૩૪ થી ૪૧૧૧. |

આવી રીતે ટૂંકાણમાં ગોઠવ્યું હોય, તો મોજાં અને હાથનાં મોજાં કરતાં પોતાની મેળે ઓછી ઓળખાઈ આવે એવી બીજી વસ્તુઓ વિષે વિવેચન આપવાની જગા મળત. દરેક વસ્તુવાર નંબરની ચીઠ્ઠી અલબત તે વસ્તુને વળગાડવી, અને તે ચીઠ્ઠીમાં સ્પષ્ટ અક્ષરે કંઈ ઉપયોગી વર્ણન આપવાનું હોય તે લખવું; એટલે મતલબવાળો જોનાર પત્રકમાંથી ખોળી કાઢવાની કડાકુ-

ટમાં પડવા કરતાં ચીઠ્ઠી વાંચીનેજ પોતાનું કામ કરી લે; અને વેચાણને માટે તો દરેક ચીજની કમિટિના ઉપયોગ માટે એક અલાયદી યાદી રાખવી; પરંતુ સાર્વજનિક ઉપયોગને માટે જે પત્રક બનાવવામાં આવે તે મજકુર યાદીની નકલ રાખવાની કંઈ જરૂર નહિ. યોજકોના સંબંધમાં બીજી એ બિના જણાવવાની કે કારીગરીના અપૂર્ણ નમુના, કંઈ પણ બુદ્ધિચાતુર્ય વિનાની શોધોના નમુના, કંઈપણ કલાચાતુર્ય વિનાની છબીઓના નમુના, અને એવી એવી માલ વગરની જે જે ચીજો પસંદગી માટે મોકલી હોય તે બધીને માટે જગા આપવાની પ્રદર્શન કમિટિની ફરજ નથી. પ્રદર્શનમાં મૂકવાની ચીજો તો લોકોના મનમાં નકલ કરવા લાયક નમુના થઈ પડે એવી જોઈએ; અને હલકી ચીજો હોય તો પ્રદર્શનથી જે બોધ મળવાનો તે જોઈએ તેવો મળી શકતો નથી. એ વાત ખરી છે કે, હિંદુસ્તાનમાં હજી લોકોના ધ્યાનમાં જ્યાં સુધી પ્રદર્શનની અગત્ય ઉતરી નથી, અને જ્યાં સુધી પ્રગણાની કમિટિઓ તથા પ્રગણાના નમુના મોકલનારાઓને નમુના મોકલવાને માટે સમજાવવા પડશે, ત્યાં સુધી પ્રદર્શન કમિટિને ખરેખરી પસંદ પડે તે કરતાં ઘણી વધારે ચીજો સ્વીકારવી પડવાની; કેમ કે એમ ના કરે તો નમુના મોકલનારાઓનો મોટો જથો નિરાશ થાય અને પ્રદર્શન ભરીજ શકાય નહિ. વળી, ઉદ્યોગના પ્રદર્શનમાં તો કમિટિની ઇચ્છા એવી રહે છે કે દરેક માણસને નશીબ અજમાવવા દેવું જોઈએ; તોપણ ઉદ્યોગના કારીગરના મનમાં પણ ઠસવું જોઈએ કે નમુના મંજુર થાય તેમાં માન છે, અને ચઢિયાતી કીસમની કારીગરી નહિ હોય તો તેમને એ માન મળવાનું નથી. બીજી એક બાબતનો વિચાર કરતાં કહેવું જોઈએ કે પ્રદર્શનનો હેતુ એવો છે કે નાકે પૈસા ઉપજે એ સંબંધી ના બોલીએ, તોપણ શિક્ષણને માટે જેમ બને તેમ વધારે જોનારા આકર્ષાય એમ કરવું; પરંતુ કમિટિએ ધ્યાનમાં રાખવું જોઈએ કે જોનારાનો મોટો ભાગ, શિક્ષણ આપે એવી વસ્તુઓ કરતાં ગમ્મત આપે એવી વસ્તુઓથી વધારે આકર્ષાય છે. પ્રદર્શનની જગાની આસપાસ બધે ફરતા વાવટા

ટાંગવા અને જગામાં રમત ગમ્મતના ખેલ કરાવવા, એવી બાબતોને રૂ પીલવાનાં યંત્રો કે પાણી ઊંચે ચઢાવવાનાં યંત્રો સાથે કશો સંબંધ નથી; પરંતુ જેમ દેવળમાં જે મૂર્ખાઓ મશ્કરી માટે આવે છે તેજ પ્રાર્થના માટે રહે છે, તેમ પ્રદર્શનમાં પણ જે મૂર્ખાઓ તમાશો જોવા આવે તે કદાચ સંચા તપાસી ઘેર જાય. એક બીજી સૂચના એ કરવાની છે કે જેમ એક રીતે કંઈ શિક્ષણ ન આપે એવી નકામી ચીજો સ્વીકારવી એ ઈચ્છિત નથી, તેમ બીજી રીતે જે પૈસાની ભારે કિમ્મતની ચીજો હોય તે સ્વીકારવી એ પણ ઈચ્છિત નથી; કેમ કે પ્રદર્શનનું મકાન કિમ્મતી ચીજોને માટે જોખમ ભરેલી જગા છે. એક દહાડામાં હજારો માણસો પ્રદર્શન જોવા આવે, તેમાં અપ્રમાણિક પણ હોય; અને એવો માણસ દહાડે જે સુંદર જવાહીર જુએ, તેનો રાત્રે તે હાથ મારી જાય. એમ સૂચના કરવી ઉચિત જણાય છે કે મકાન બાંધવાનું કામ ઘણું જુમ્મા ભરેલું છે; અને તે હોંશિયાર ઈજનેરને સોંપી પાણી બિલકુલ અંદર ઉતરે નહિ એવું બનાવવું જોઈએ; કેમ કે જો એકાએક અને અણધાર્યો વરસાદ આવે, અને કોરી ઋતુને માટે છાપરૂં કર્યું હોય તો તેની આરપાર થઇ પાણી મૂલ્યવાન મલમલ અને કિનખાબ, સુંદર સરસામાન, અને એવી બીજી વસ્તુઓ ઉપર પડે, એટલે પ્રદર્શન આટોપતાં કચરાળી વસ્તુઓ, ફાટેલાં લાકડાં અને કાટવાળી ધાતુ જોવામાં આવે, તો નમુના મોકલનારા ધણી બૂમો પાડે, જોવા આવનાર સારાં સારાં સપર્વા દહાડા જેવાં લુગડાં પહેરી આવ્યા હોય તે પણ બગડે, અને પ્રદર્શનના કામને ભારે હાનિ પહોંચે. વરસાદથી જ સંપૂર્ણ રક્ષણ થાય એવી જગા બાંધવી જોઈએ એટલુંજ નહિ, પરંતુ અગ્નિથી જેટલું થઈ શકે તેટલું રક્ષણ થાય એવી યોજના પણ કરવી જોઈએ. યોજકોને હવે એક છેલ્લો શબ્દ. તેઓએ એક વ્યવસ્થાવાળી મંડળી નિમવી જોઈએ; સામાન્ય સભા ગમે એવડી મોટી હોય તેની ફિકર નહિ, કેમકે તેમને ફક્ત ઉઘરાણું કરવાનું છે; પરંતુ વ્યવસ્થાપક મંડળી સારૂં કામ થઈ શકે એવી જેમ અને તેમ નાની રાખવી જોઈએ. વ્યવસ્થાપક મંડળીએ પોતામાંથી એકને

ઉપરીનો અધિકાર આપવો, અને તેમણે તેના હુકમોનો બરાબર અમલ કરવો જોઈએ; કેમ કે પ્રદર્શન એક એવી સંસ્થા છે કે જો તેની આખી યોજના એક બુદ્ધિથી થાય તો ઘણી સારી થાય; એનું કારણ એ છે કે જ્યારે પ્રદર્શન ખુલ્લું મૂકવાનો દિવસ પાસે આવતો જાય છે, ત્યારે ઉતાવળા થવાની જરૂર પડે છે, વાતો કે સલાહ કરવાનો વખત રહેતો નથી, અને સવાલોના જવાબ ત્યાં ને ત્યાં તરત કરવા પડે છે. પરંતુ ઉપરી અધિકારીએ પણ બહુ કામ માથે રાખવાનો યત્ન કરવો નહિ, અને વ્યવસ્થાપક મંડળીના બીજા સભાસદોને પ્રદર્શનની ચીજોના જથાવાર વિભાગના જુદા જુદા પેટાઉપરી ઠરાવવા જોઈએ. પ્રદર્શન ઉભું કરવું એ મોટી વાત છે, અને તેની ગોઠવણ કરવાનો અનુભવ લોકોના આગેવાન ગ્રહસ્થોને હાલના જમાનાના પ્રદર્શનથી મળશે એ કંઈ થોડો લાભ નથી.

નમુના મોકલનારા વિષે બોલતાં તેમને જણાવવું જોઈએ કે, પ્રદર્શનનો હેતુ તેમનો માલ ઊંચી કિમ્મતે વેચવાની તેમને તક આપવાનો નથી; પરંતુ હિંદુસ્તાનમાં બનાવેલી તેમની વસ્તુઓ કેટલી સારી અને કેટલી સસ્તી છે તે લોકોને બતાવી શકાય એવો તેમને પ્રસંગ આપવાનો છે. એ વાત નક્કી છે કે પ્રદર્શનમાં હમેશાં ઘણીક વસ્તુઓ ખપે છે; પરંતુ માલ મૂકનારે તો પ્રદર્શન વખતે ઊંચી કિમ્મતે થોડો નફો થાય તેના કરતાં પોતાના સસ્તી કિમ્મતના માલની પ્રસિદ્ધિ થાય એવી ઇચ્છા રાખવી જોઈએ. એવા પણ કેટલાક નમુના મૂકનાર હોય છે કે જેઓ આ વાત વિસરી જાય છે તેઓએ ધ્યાનમાં રાખવું જોઈએ કે પ્રદર્શનમાં ઘણાખરા લોકો માલ વેચાતો લેવા નથી આવતા, પણ માત્ર જોવા આવે છે; કેમ કે જે માલ ખરીદે તે પ્રદર્શન પૂરૂં થયા સિવાય લેઈ જવાતો નથી; એટલા માટે નમુના મૂકનારે પોતાની ચીજો ઊંચા કિસબની છે અને વ્યાજબી કિમ્મતની છે એમ તે જોઈને લોકોને ગળે ઉતરે એવું કરવાની કાળજી રાખવી જોઈએ. નમુના મૂકનારે બીજું એ કરવાનું છે કે આકર્ષક ચીજો ઉપર મન ચોંટે એવું

વિવેચન પોતાના લાભ અર્થે લખવું જોઈએ. દૃષ્ટાંત તરીકે, કાટના એક કટકા પે 'જંગલની નિપજ' એવી સામાન્ય બાબતની ચીઠ્ઠી લગાડી હોય, તો તે એક નવાઈ જેવો નહિ પણ માત્ર સાધારણ 'લાકડાનો કટકો' છે એમ ધારી કોઈ તેના ઉપર ધ્યાન આપશે નહિ; પરંતુ તેના ઉપર સ્પષ્ટ અક્ષરે ટૂંકામાં 'સાગનો કટકો, ઘેરાવો ૨૫ ફુટ અને ૨ ઇંચ;' એવું લખી ચીઠ્ઠી ચોઢી હશે, તો એનું ઝાડ કેવડું મોટું હશે તેનો વિચાર કરતાં આશ્ચર્ય પામી તે જોવાને ટોળે ટોળાં ત્યાં આગળ ઉભાં રહેશે. કોઈ કોઈ વખતે જોનારનાં ટોળાં જે ટીકાઓ કરે તે ઉપરથી નમુના મૂકનારને ઉપયોગી સૂચના મળી આવે છે. એ પોતાના ખાના આગળ ઉભો રહે છે, પરંતુ ટોળાંને તેમના જેવો જોનાર જ લાગે છે, તેથી તેઓમાંના કેટલાક તેના નમુના સંબંધી વાતચિત કરે છે. કેટલીક વખત તો એવી ટીકા થાય છે કે તે ખમી શકાતી નથી, પરંતુ તેણે તે પોતાના અંતઃકરણમાં જડી રાખવી જોઈએ, કેમ કે તે પ્રમાણિકપણે કરેલી હોય છે; અને પોતાની કારીગરીના સુધારાને માટે તેણે એ ટીકા યોગ્ય હતી કે નહિ એવો પ્રશ્ન પોતાનેજ કરવો જોઈએ.

જોનારા વિષે કહેવું જોઈએ કે તેમાંના ઘણાખરાની મુલાકાત ફળ વિનાની સમજવી. સને ૧૯૦૩-૪ ના મદ્રાસના પ્રદર્શન વખતે મદ્રાસ આશ્રમના નિવાસી એક ગાંડા દરદીનું કામ લોકોએ ઘણું પસંદ કર્યું હતું અને તેનાં વખાણ કર્યાં હતાં. તે ઉપરથી લોકોનો શોખ કેવો હાસ્યજનક છે તે જણાઈ આવે છે. ગાંડાનું કામ જોઈએ તો માણસના કદનાં લાકડાનાં પૂતળાંની એક જોડ હતી; તે એક ભિક્ષુક બ્રાહ્મણ અને તેની સ્ત્રીની મૂર્તિઓ કરેલી હતી, તેને રંગ ચઢાવેલો હતો અને લુગડાં પહેરાવેલાં હતાં. જોનારા લોઢવાનું યંત્ર છોડી ચાલ્યા જતા તેમજ પેટન્ટ મળેલું એવું કચરા માટે વિનાશકયંત્ર હતું તે પ્રત્યે નસકોરાંથી અણગમો બતાવી આગળ ચાલતા, અને વખતે મહારાજાની રસેલી ગાડી પણ જોનારા શોખીન મળતા નહિ, પરંતુ પ્રદર્શન ચાલ્યું એટલામાં એકકે દહાડો અને એકકે ઘડી એવાં ગયાં

નથી કે જે વખતે આ ગાંડાનો નમુનો જોનાર ટોળેટોળાં ઉભાં ના હોય ! પરંતુ એની કાંઈ ફિકર નહિ ! આખો તમાશો બધાંયને એક બોધકારક પાઠ હતો; અને સારાં સારાં લુગડાં પહેરી સ્ત્રીઓનાં વૃંદ આવતાં તેમને પણ અનેક તરેહના લાભ થતા. સ્ત્રીઓ માત્ર ગમ્મત શોધે છે, તોપણ તેમને પોતાના ઓરડાઓમાંથી થોડો વખત બહાર ફરવાનો ભીડમાં ધકંધક્કા કરવાનો, તથા રાતા અને સોનેરી રેશમનો, શોભિતી ગાડીઓનો, તેમજ હાથીદાંતની અને પીતળીની ચીજોનો ભભકો નિહાળવાનો, અને ગાંડાના ભિક્ષુકોનાં વખાણની અરસ્પરસ વાતો કરવાનો ખુશકારક અનુભવ થાય છે. પણ આપણા ગામડાના સ્વદેશાભિમાનીએ માત્ર આ માટે આવવું જોઈતું નથી. તે પોતાની સ્ત્રીમંડલી સાથે ભલે આખા પ્રદર્શનમાં બધે ફરે, અને તેમના તાત્કાલિક આનંદમાં ભાગ લે; પરંતુ તે ઉપરાંત તેણે ખેતીવાડીના અને ઉદ્યોગના ઓજારોના નમુનાની બારિક તપાસ કરવી જોઈએ; અને આ યંત્ર કે પેલું યંત્ર, તેમજ આ ઉદ્યોગ કે પેલો ઉદ્યોગ પોતાના પ્રગણામાં દાખલ કરવાથી લાભ થાય કે નહિ તેનો વિચાર કરવો જોઈએ. ફેરા મારતાં મારતાં તેણે પોતાના મનને એમ કહેવું જોઈએ કે, " હું અહીં ફક્ત મારી પોતાની ગમ્મત માટે અને પોતાના બોધ માટે આવ્યો નથી; પરંતુ મારા ગામના લાભ માટે આવ્યો છું, અને હું મારા દેશની કંઈપણ સેવા બજાવું તો સારૂં."

# પ્રકરણ ૪ થું.



## શોધકબુદ્ધિ.

આપણે હવે અનુમાન કરીશું કે વાંચનાર પોતાના ગ્રામ્યમિત્રને આવતું ઉદ્યોગ તથા હુન્નરનું પ્રદર્શન જોવા જવાને સમજાવી શક્યો છે. કદાપિ, વાંચનાર તેની સાથે જશે; અને તેથી, રસ્તો કાપવાને પ્રસંગને અનુસરતી કેવી વાતો કરવી તેનું દિગ્દર્શન, અત્રે થોડાક સામાન્ય વિચાર આપ્યા છે તે ઉપરથી થઈ શકશે.

હિંદવાસી મન જિજ્ઞાસુ છે, પણ શોધક નથી. કહેવાની મતલબ એ છે કે હિંદુસ્તાનના વતનીમાં જિજ્ઞાસાની બુદ્ધિની પ્રેરણા હોય છે તેથી તે અનેક ફળ વિનાના પ્રશ્નો પૂછે છે; પણ, બીજી બાજુ જોતાં, આ વસ્તુ શા માટે અને કેવી રીતે થઈ તથા કારણ કાર્યનો સંબંધ કેવો છે તે જાણવાનું તેને ભાગ્યેજ મન થાય છે. તે અજાણ્યા માણસને તાકી તાકીને જોશે, અને તેને તેની જાતને લગતા નાના પ્રકારના બારિક પ્રશ્નો એવી ઢબથી પૂછશે કે સામા માણસના મનમાં ઘણું કરીને એમ લાગે કે હું વ્હેમ ઉત્પન્ન થાય એવા ચ્હેરાવાળો છું, અને આ પ્રશ્નકાર પોશાક વિનાનો પોલિસ સીપાઈ હોવો જોઈએ. પરંતુ એ બધું જિજ્ઞાસા તરીકે સમજવું; તેમાં લાભકારક માહિતી મેળવવાની ઇચ્છાની કંઈ પ્રેરણા હોતી નથી. જિજ્ઞાસાની પ્રેરણા જનસમાજના બધા વર્ગના લોકોમાં હોય છે. ઉતરતા વર્ગની જીંદગીમાં એક નવી આયાનો દાખલો લેઈએ. તે પોતાની નોકરી ઉપર હાજર થાય, ત્યારથી અર્ધા કલાકમાં શેઠ, શેઠાણી, અને તેમનાં છોકરાં વિષેની તમામ હકિકત તથા તેમને ત્યાં આવનારાઓની બધી હકિકત રસોયાને પૂછી પૂછીને જાણી લેશે એટલુંજ નહિ, પરંતુ શેઠ અને શેઠાણીએ જે બાબતો પોતે એ જણજ

જાણે છે એવી ગુમ ધારી હશે તે પણ જાણી લેવાની. ચઢતા વર્ગની જીંદગીમાં એ દેશી ગ્રહસ્થ, જો તે યૂરોપના લોકોના રીતરિવાજોથી ભોમિયો નહિ હોય તો, કંઈપણ આશંકા વિના એકાદ યૂરોપિયન ગ્રહસ્થને પૂછશે કે તમે મદ્રાસ શા કામે આવ્યા છો, અથવા આ તમારા ઘડિયાલની શી કિમ્મત બેઠી છે? એક યૂરોપિયન સન્નારી હિંદુસ્તાનની કોઈ પ્રજાની એકાદ બેનને મળવા જાય ત્યારે તેને અનેક એવા એવા પ્રશ્નો પૂછવામાં આવે છે કે તેથી મળવા જનારના સ્વભાવ પ્રમાણે કાંતો તેને ગમ્મત થાય છે કે કાંતો તેને દુઃખ થાય છે.

કાંઈ નહિતો હિંદુસ્તાનની સ્ત્રીઓમાં જિજ્ઞાસાની બુદ્ધિ કેટલે દરજ્જે જાય છે તે બતાવવાને દૃષ્ટાંત તરીકે એક વાર્તા આપીએ છીએ. એ વાર્તા સંપૂર્ણ રીતે સત્ય હોવાની વાંચનારને ખાત્રી આપવામાં આવે છે. થોડા વખત ઉપર અમુક બ્રિટિશ અમલદારને હિંદુસ્તાનના અમુક ભાગના અમુક પ્રગણામાં ભરતી કામ માટે મોકલ્યો હતો. ત્યાં તેને રહેવા લાયક હોટેલ કે કોઈ યૂરોપિયનનું મકાન નહોતું, તેથી તે અમલદારે મુખ્ય ગામની એક વિધવા રાણીને વિનંતિ કરી તેથી તે રાણીએ પોતાના મહેલની હદમાં એક મકાનમાં તે અમલદારને મેમાન તરીકે ઉતારો આપવાની માગણી કરી. તે અમલદાર ત્યાં એક અઠવાડીઉં રહ્યો, અને ઘણી માયાળુપણે તેની પરોણાચાકરી કરવામાં આવી. તેને શું શું જોઈશે તેની કાળજી રાખવામાં આવતી, અને જે જોઈએ તે કાળજીથી પૂરૂં પાડવામાં આવતું. રીત પ્રમાણે તે રાણીને એકવાર મળવા ગયો, તે વખતે નિશાળે અંગ્રેજી શિખેલો રાણીને એક ચૌદ પંદર વર્ષનો છોકરો હતો તેણે દુભાષિયાનું કામ કર્યું હતું. જ્યારે તે અમલદારને જવાનું થયું ત્યારે તે મહેલમાં ગયો. રાણીનો તેના માયાળુપણા માટે અંતઃકરણપૂર્વક આભાર માન્યો અને તેને છેલ્લી સલામ કરી. તેને કસરતનો શોખ હતો તેથી મહેલથી રેલ્વે સ્ટેશન ઉપર જવા પગે ચાલતો નિકળ્યો: અને જ્યારે તે અર્ધે રસ્તે પહોંચ્યો, ત્યારે રાણીનો છોકરો ઘણો ઉતાવળો ઉતાવળો તેની

પાસે આવી પહોંચ્યો. એ છોકરાને પણ તેણે મહેલમાં છેલ્લી સલામ કરી હતી. અમલદારે ધાર્યું કે એ છોકરાને છેલ્લી ઘડીએ સ્ટેશન ઉપર તેને વિદાય કરવા મોકલ્યો હશે, તેથી તેની સાથે સાથે રસ્તે આગળ ચાલવાનો તેનો વિચાર હતો. પરંતુ એના ચહેરા ઉપરથી જણાઈ આવતું હતું કે તેના મનમાં કંઈક કહેવાનું છે, તેથી તેણે પૂછ્યું કે શું છે? છોકરો દોડવાથી શ્વાસે ભરાઈ ગયો હતો, અને શ્વાસ ભર્યો ને શ્વાસ ભર્યો બોલ્યો કે 'સાહેબ, આપને શો પગાર મળે છે તે જાણવા મારી મા ઈચ્છે છે'! આ વાત ખરી છે. તે અમલદાર પાસેથીજ ગ્રંથકર્ત્તાએ સાંભળી હતી. વિદાય થતા મેમાનની પાછળ તેના પગારની રકમ પૂછવા ખાસ આદમી મોકલવાનો વિચાર કદાપિ આ અમુક સન્નારીમાં અનન્ય હશે, તોપણ હિંદુસ્તાનમાં જિજ્ઞાસા કઈ દિશામાં કામ કરે છે તે બતાવવાનો એ વાર્તા એક સુંદર માસલો છે.

જિજ્ઞાસાબુદ્ધિ કરતાં શોધકબુદ્ધિ તદ્દન નિરાળી છે. શોધકબુદ્ધિ દરેક વસ્તુ શા માટે થઈ છે અને તે કેવી રીતે થઈ છે તે શોધી કાઢવાનો યત્ન કરે છે. હિંદુસ્તાનના લોકો વિષે સામાન્ય રીતે બોલતાં કહેવું જોઈએ કે એમનામાં એવી બુદ્ધિની મોટી ખામી છે. આપણે એક દાખલો લઈએ. મદ્રાસમાં દશ વર્ષ થયાં વિજળીના બળથી ટ્રામ્વે ચાલે છે; તોપણ સંભવ એવો છે કે દેશી લોકોમાં વિદ્યાર્થીઓને નિશાળમાં વિદ્યાશાસ્ત્રનો વિષય ખાસ રીતે શિખવાતો હશે તે સિવાયના માણસોમાંથી કાંઈ નહિ તો હજારમાંથી એકકે જણ એ ગાડીઓ કેવી રીતે ચાલે છે તેની જેવી તેવી સમજુત પણ આપી શકશે નહિ.

બીજી પાસ, સાધારણ રીતે દરેક અંગ્રેજ, તેમજ યૂરોપના જુદા જુદા બીજા દેશોનો દરેક જણ હરેક વસ્તુનું મૂળ કારણ હમેશાં જાણવા માગશે. પહેલી વખત દરિયાઈ મુસાફરી કરશે, ત્યારે તે જરૂર એન્જીનના ગૃહમાં ઉતરી જવાનો અને એન્જીનો તપાસવાનો, અને પોતાની ગાડીનું એન્જીન

ભાગી જાય તો કદાચ પોતે જુના જોડા સમારનાર હોય તોપણ તેને બદલે જાણે પોતે જુનાં એન્જીનો સમારનાર હોય એવી રીતે ગાડી શાથી અટકી તેની દરેક બાબતની બને તેટલી બારીકાઇથી રજેરજ તપાસ કરવાનો. જે અંગ્રેજે છેલ્લા જમાનામાં " એન્ક્વાયર વિધિન અપોન એવરીથીંગ, " એટલે દરેક વસ્તુ વિષે તેની અંદર તપાસ કરો, એ નામનું પ્રખ્યાત પુસ્તક બહાર પાડયું હતું તેણે પોતાના જાતભાઈઓની તપાસ કરવાની વૃત્તિ ઓળખી હતી; અને " ધી ટાઇમ્સિના એનસાક્લોપીડિયા " ના ગ્રંથો 'મનુષ્યજ્ઞાનનો ભંડાર' છે એમ જાહેર ખબરોદ્વારા જણાવવામાં આવ્યું હતું. તેવાં પુસ્તકોનું ઘણું વેચાણ થયું એમાં કંઈ આશ્ચર્ય નથી. અંગ્રેજની તપાસ કરવાની બુદ્ધિ તેના બાળપણના વર્ષોમાંથીજ જણાઈ આવે છે. કોઈ અંગ્રેજ નાના બચ્ચાને એક ઘડિયાળનું રમકડું આપીએ, તો દશે નવ જણ એવા નિકળે કે તે થોડા દહાડા વિતતા પહેલાં રમકડાનો અંદરનો ભાગ જોવાને, એટલે તેના અંદરથી તપાસવાને, તથા તે શાથી અને કેવી રીતે ચાલે છે એ જાણવાને ઘડીઆળને ભાગીને ખુલ્લું કરી દે. વળી, તેની તપાસ કરવાની બુદ્ધિ અસંખ્ય પ્રશ્નો પૂછવાને તેને ઉશ્કેરે છે; અને મૂળ કારણો જાણવાની તેની તરસ એટલી બધી હોય છે કે તેનાં બધાં મોટાં માણસોનો આખો દહાડો સવાલો પૂછી પૂછીને દમ કહાડી નાંખે તોપણ તે ધરાતો નથી. બાપ સાંજનું વર્તમાનપત્ર લેઈ વિશ્રામ લેવા બેઠો હોય અને જો તેવામાં રમતાં રમતાં થાકેલો તેનો નાનો છોકરો તેની પાસે આવી ચઢયો તો તેના ભોગજ સમજવા. આપણે નાટકરૂપે તેનો ચિતાર આપીએ:—

પ્રવેશઃ—સ્થળ, સામાન્ય દિવાનખાનું: પિતા પોતાની આરામખુરસીમાં બેઠો બેઠો વર્તમાનપત્ર વાંચે છે. તેનો પુત્ર, એક નાનો છોકરો, મેજ પાસે બેઠો છે અને તેના મ્હોં આગળ એક ચિત્ર-પોથી પડી છે. તે ઉપર લક્ષ ના આપતાં ઘડીઆળ ઉપર પોતાની આંખો ચોંટાડે છે.

નાનો કીકો—( થોડીવાર ચૂપ રહ્યા પછી ) બાપા!

બાપ—( મહેસુલના સવાલની આંટી ઘુંટીઓમાં ઊંડો ઉતરી પડેલો ચ્હેરો બગાડી આમ મોં ફેરવે છે ) કેમ, શું કહે છે ?

કીકો—બાપા, આ ઘડિયાલ શાથી આમ ફરે છે ?

બાપ—( ઘિમાશથી, કીકાનું મન સુધારવાની ઇચ્છાથી, પણ જેમ બને તેમ જલદીથી ) કેમ, તું કુંચી આપ, એટલે કમાન ચઢાવ, સમજ્યો. પછી ચક્રો ચાલશે. ( પોતાનું વર્તમાનપત્ર પાછું વાંચવા માંડે છે. )

કીકો—( બીજી થોડી વાર પછી ) બાપા !

બાપ—( ખુલ્લી રીતે ત્રાસ બતાવીને ) કેમ, હવે શું છે?

કીકો—કમાન એટલે શું ?

બાપ— પિતાની ધિરજનો અવતાર, નિશ્વાસ નાંખે છે, તેનું વર્તમાનપત્ર કોરે મૂકે છે, ઘડીઆલ ઉતારી હાથમાં લે છે, તેનું કાચનું ઢાંકણું કાઢી લે છે, ઘડીઆળ ઉઘાડે છે, અને કમાનની ગતિ સમજાવે છે, પાછું બધું હતું તેમ ગોઠવી દે છે, અને જાણે મહાકાર્ય કરી આરામ લેતો હોય તેવી રીતે પોતાનું છાપું લેઇને વાંચવા માંડે છે. )

કીકો—( પાછો થોડી વાર રહીને ) બાપા !

બાપ—( દાંત કચકચાવીને હવે તારે શું જોઈએ, તે દમ કાઢે છે ?

કીકો—તમે પેલો નાનો સોનેરી ગોળો આમ તેમ હાલહાલ કરે છે તે વિષે કંઈ સમજાવ્યું નહિ.

બાપ—( ગુસ્સામાં ઉભો થઈને ) અરે પરમેશ્વર ! આને શું કહેવું ? ( ગુસ્સો દબાવી દે છે. ) છોકરા, હવે તારે સુવાનો વખત થયો છે; એ નાના સોનેરી ગોળા વિષે કોઈ બીજે દહાડે તને બધું સમજાવીશ. ( તેને સંભાળનારીને બોલાવવાનો ઘંટ કરે છે ) સલામ હવે !

જે બુદ્ધિ નાના છોકરાને ઘડીઆળના કામ સંબંધી બધું જાણવાને

ઉશ્કેરે છે, તેજ બુદ્ધિ પછીનાં વર્ષોમાં તેને તારા સંબંધી બધું જાણવાને ઉશ્કેરે અને તે એક મોટો ખગોળવેત્તા થાય છે; અથવા તેને પૃથ્વીના પડ વિષેની બધી માહિતી મેળવવા ઉશ્કેરે છે, અને તે એક મોટો ભૂસ્તરવેત્તા કે પ્રવિણ ખાણોનો ઈજનેર થાય છે; અથવા તેને પ્રવાહી અને હવાઈ પદાર્થો સંબંધી બધું જ્ઞાન મેળવવા ઉશ્કેરે છે, અને તે એક પ્રખ્યાત રસાયનશાસ્ત્રી થાય છે; અથવા તેને સામાન્ય રીતે યંત્રો સંબંધી બધી માહિતી મેળવવા ઉશ્કેરે છે, અને તે એક મોટો શોધક નિવડે છે.

જો જમાનાને લાયક થવું હોય તો આવી શોધકબુદ્ધિનું ખેડાણ હિંદવાસીઓએ, અને ખાસ કરી હિંદી વિદ્યાર્થીઓએ કરવાની જરૂર છે. હિંદુસ્તાનમાં એવી બુદ્ધિની એટલી અછત શા માટે છે તેનાં કારણો ગણાવવાં કંઈ મુશ્કેલ નથી; અને એ કારણોનો તપાસ કરવો એ કદાચ લાભકારક નિવડશે.

પહેલું કારણ તો કદાચ ધર્મમાં જડી આવે છે. બ્રાહ્મણ ધર્મના સિદ્ધાંતો એવા છે કે બ્રાહ્મણનું મન આજ અસંખ્ય જમાનાથી એકલા કાલ્પનિક તત્ત્વજ્ઞાનના પ્રશ્નોમાં લિત રહેલું છે એમ સમજે છે; એથી કરીને લોકોના આગેવાનોને પદાર્થવિજ્ઞાનની સંવૃદ્ધિ માટે ઉત્તેજન મળતું નથી. વેદાન્તના જગદ્દેવેશ્વરી અને માયાવાદી મત પ્રમાણે સૃષ્ટિના પદાર્થો માયાવી છે,–માત્ર મનની કલ્પનાની છબીઓ છે; અને સર્વ વ્યાપક આત્મા સિવાય કશાનું ખરૂં અસ્તિત્વ નથી. એટલા માટે બ્રાહ્મણને સૃષ્ટિના પદાર્થોના અભ્યાસની કંઈ દરકાર હોતી નથી, અને પદાર્થોનાં કાર્ય કારણોનો તપાસ કરવાનો મનને શ્રમ આપતો નથી. ઉલટું, પવિત્ર બ્રાહ્મણ તો પદાર્થસૃષ્ટિથી તદન વિરક્ત થવાય તો સારૂં એવી આકાંક્ષા રાખે છે; અને તેની શ્રેષ્ઠ ધાર્મિક ક્રિયામાં–યોગ સમાધિની ક્રિયામાં–તે સાથે લાગ્યા કલાકના કલાક સુધી સૃષ્ટિ સામે આંખો મીંચીને બેસવું એ તેનું કામ છે, અને ઈશ્વરની

વાંછનાના બળથી સૃષ્ટિમાંથી ઊંચે ચઢવું એવી તેની ઇચ્છા હોય છે. એ વાત ખરી છે કે ઇશ્વિરી આત્મા સાથે ઐક્યની એવી ઇચ્છા રાખવી એ બહુ ઉચ્ચ નેમ છે; અને એ પણ ખરૂં કે ઇશ્વિરી જ્ઞાન કરતાં પદાર્થજ્ઞાન ઘણું ઓછું મહત્વનું છે; પરંતુ વસ્તુ આપણી નજર આગળ અસ્તિત્વ ભોગવે છે; અને પદાર્થસૃષ્ટિ ખરી હોય કે માયાવૈ હોય, પણ તે વસ્તુતઃ અસ્તિત્વમાં છે. આ શરીર માત્ર પડછાયો હશે, પરંતુ તેને કષ્ટો ખરેખરાં સહન કરવાં પડે છે. ભુખ અને તરસ, કાળ અને ગરીબાઈ, પ્રજાકીય ખોટ, પ્રજાકીય અવનતિ–એ બધી વસ્તુઓ ખરેખરા બનાવ છે; અને જે પોતાના પાડોશીને ચાહ્ય છે અથવા જેને પોતાની જાતના લોકો માટે મમતા છે તે ખચિત તેઓના કલ્યાણના કામમાં સહાયભૂત થવાની ઇચ્છા રાખશે. બ્રાહ્મણે પોતાની ધાર્મિક મત કિંચિત્ પણ છોડી દેવાનું કોઈ કહેતું નથી; એ ભલે માને કે દુનીઆની વસ્તુઓ માત્ર પડછાયા છે, પરંતુ પોતાની વૃત્તિના પ્રભાવવડે એવા જે ઓળાઓ છે તે વિષે થોડુંક પણ ધ્યાન આપે તો લાભ થાય. બ્રાહ્મણી તત્વજ્ઞાન સુંદર છે એ નિર્વિવાદ છે; પરંતુ હિંદુસ્તાનમાં એક નવા જમાના–કોયલા અને યંત્રોના જમાનાનો ઉદય થયો છે; એવા સમયમાં એકલા તત્વજ્ઞાન ઉપર માણસ રહી શકતો નથી. જે પ્રજાઓ જ્યાં સુધી માત્ર માનસિક વિષયોના અભ્યાસમાં રોકાઈ રહી, તે પ્રજાઓ કદિ પોતાની અભિવૃદ્ધિ સારી પેઠે કરી શકી નથી. યૂરોપમાં ઇતિહાસના મધ્ય સમયમાં ભણતર મઠના સાધુઓના હાથમાં હતું, અને તત્વજ્ઞાનના ગૂઢ વિચારોનો માત્ર અભ્યાસ કરવામાં આવતો હતો. તે વખતે વિદ્યાનો અભ્યાસ ઘણોખરો વિસારી દેવામાં આવ્યો હતો, અને પ્રજાની અભિવૃદ્ધિની ગતિ ધિમી હતી; પરંતુ સોળમા અને સત્તરમા સૈકામાં વિચાર પલટાયો; શાસ્ત્રીય અને યાંત્રિક શક્તિઓનો જમાનો સ્થાપન થયો, અને તે વખતથી પાશ્ચિમાત્ય જગતની જ્ઞાનમાં ઘણી જલદી અભિવૃદ્ધિ થઈ છે અને એથી એને સત્તા મળી છે. હિંદુસ્તાનમાં વિચાર પલ-

ટાતાં ઘણો વખત લાગ્યો છે, પરંતુ હવે વિચારપાલટો થઈ ચુક્યો છે એવાં ચિન્હો દેખાય છે; અને અમે આશા રાખીએ છીએ કે જ્યારે પ્રજાના વિચારો એક વાર વ્યવહારોપયોગી વસ્તુઓ તરફ વળશે, ત્યારે મોટી અભિવૃદ્ધિ થશે.

હિંદુસ્તાનમાં શોધકબુદ્ધિની ખામી છે તેનું બીજું કારણ એ જણાય છે કે લોકોના ખપ ઓછા છે કે દેશનાં યંત્રોમાં સુધારો થઈ શકે એવો છે કે નહિ તેનો તપાસ કરવાનું તેની શોધકબુદ્ધિને સુઝતું નથી. હિંદુસ્તાનના મોટા ભાગમાં ગરમ હવા હોવાથી થોડામાં થોડાં કપડાં—માત્ર મર્યાદા સાચવવા જેટલાં—ની જરૂર છે; વણવાના હુન્નર માટે ગમે એવો અનઘડ હાથ—કારીગર ચાલી શકે છે, અને જેમ ઇંગ્લંડમાં છે તેમ માણસોને અસલી સાળમાં એક પછી એક સુધારા શોધી કાઢી દાખલ કરતા રહેવાનું ઉત્તેજન નથી. વળી જીંદગાનીની જરૂરી ચીજો, છેક હમણાં સુધી, એટલી ઓછી હતી કે દરેક પ્રગણું તેના ખપની ચીજો પૂરી પાડી શકતું હતું, તેના ખપ જેટલું અનાજ તેમાં વવાતું હતું; તેને જોઈતાં કપડાં સારૂ તેમાંજ કપાસ વવાતો હતો, તેનાં રહેઠાણની દીવાલો કરવા માટે જોઈતી માટી પણ તેમાંથીજ મળતી, અને તેનાં ખેતરો માટે જંગલી ઓજારો પણ તેમાંજ બનાવવામાં આવતા હતા. એથી કરીને દેશાવરી વ્યાપારની ચીજો એટલી ઓછી હતી કે માલ દેશાવર ખાતે લઈ જવા માટે એક મજુરની ખાંધ, ગધેડાની પીઠ, કે બળદગાડી, એટલાં સાધનો બસ થતાં; અને મુસાફરને કોઈ કોઈ પ્રસંગે બહારગામ જવું પડતું, તેથી તેનાથી જો ના હીંડાય, તો તેને ગાડી કે પાલખી મળે એટલે ચાલે. તેથી, જેમ યૂરોપમાં શોધકબુદ્ધિએ માલના અને મુસાફરના વ્યવહારની સગવડ ધિમે ધિમે વધારી છે અને ભાડુતી ગાડીના જમાનાને બદલે હાલની આગગાડીનો જમાનો આણ્યો છે, તેમ હિંદુસ્તાનમાં શોધકબુદ્ધિને કંઈ ક્ષેત્ર નહોતું. પરંતુ હવે હિંદુસ્તાનમાં બધી જાતનાં યંત્રો પરદેશીઓએ દાખલ કર્યા છે, અને તે આવ્યાં

છે તો રહેવાનાં. સંભવ એવો છે કે હિંદુસ્તાનના લોકો અસલી કવિતાના જમાનામાં જ્યારે યંત્રો નહોતાં ત્યારે જેવા સુખી હતા તેવા હાલ જ્યારે તે તેમનામાં આવી પડયાં છે ત્યારે સુખી નહિ હોય; પરંતુ ઉદ્યોગનો જમાનો હવે બેસી ચૂક્યો છે, ત્યારે ખરી વાત તો એ છે કે હિંદુસ્તાનના લોકોએ હવે જાગ્રત થવું જોઈએ અને નવી સ્થિતિને લાયક થવું જોઈએ; નહિ તો તેઓ ભીંતે ભટકાવાના. લડાઈ પ્રસંગે અનાદિ કાળથી તીર અને કામઠાં વાપર્યાં હોય એવી પ્રજાને રાઈફલ વાપરવાનું શિખી હોય એવી પ્રજા જોડે જો લડવાનું થાય તો તો તેનો પરાજય અચુક થાયજ. હિંદુસ્તાનની કામ કરવાની જૂની પદ્ધતિની રીતોને તીર અને કામઠાંની ઉપમા આપી શકાય; એવાથી પરદેશની યાંત્રિક તોપ સાથે હરિફાઈ કરવી એ મિથ્યા યત્ન છે. હિંદુસ્તાનને જો કલ્યાણની ઈચ્છા હોય તો તેણે એવાં પોતાનાં તીર અને કામઠાં છોડી દેવાં જોઈએ, અને યાંત્રિક તોપો વાપરતાં શિખવું જોઈએ. હિંદુસ્તાનના દરેક માણસે શોધકબુદ્ધિ ગ્રહણ કરવી જોઈએ, અને નવી પદ્ધતિ ક્યાં ફાવશે તે ખોળી કાઢવું જોઈએ.

હિંદુસ્તાનમાં શોધક બુદ્ધિની ખામી છે તેનું ત્રીજું કારણ એ જણાય છે કે લોકો અનિવાર્ય સબુરીવાળા છે. જે માણસ પોતાના ભાઈ સાથે આખો દહાડો અને કદાચ અડધી રાત્રિ સુધી ઉભા ઉભા પોતાના ડાંગેરના ક્યારડામાં તળાવમાંથી ઢાળીઆવાટે પાણી લઈ જવામાં સબુરી રાખતો હોય એવો માણસ નવો અને સુધરેલી ઢબનો કુવામાંથી પાણી ખેંચવાનો સંચો શોધી કાઢી શકે નહિ. જે માણસ આખો દહાડો અને કદાચ અડધી રાત્રિ સુધી સાળ પાસે બેઠો બેઠો આમથી તેમ કાંઠલો માર્યા કરવામાં અને લાકડીવતે વાણો ભેગો કરવામાં સબુરી રાખતો હોય, તે સંચામાં સુધારો કરી શકે નહિ. જે માણસ બળદની ગાડીમાં લાંબી મુસાફરી કરવામાં સબુરી રાખતો હોય તે <u>સ્વયમગતિનું</u> વાહન શોધી કાઢી શકે નહિ. એક રીતે જોતાં ધૈર્ય શ્રેષ્ઠ વસ્તુ છે, અને 'રામ'નું ધૈર્ય આશ્ચર્યકારક સદ્દગુણ બતાવે

છે; પરંતુ ગધેડાં પણ સબુરીવાળાં કહેવાય છે. તેથી ધૈર્ય કે સબુરી બે જાતની છે. ધાર્મિક ધૈર્ય રાખવું એટલે અનિવાર્ય સંકટોને 'રામ'ની માફક હિમ્મતથી સહન કરવાં તે; અને બીજું કુંભારના ગધેડાની માફક ઉત્સાહ અને જુસ્સા વિનાની સબુરી રાખવી તે. એ બીજી જાતની સબુરી જમાનાને બંધબેસ્તી નથી, અને હિંદે તેને કાઢી નાંખવી જોઈએ. બહાર નજર કરો. અંગ્રેજ સબુરીવાળો નથી અને તેનું જીવન ઝપાટાવાળું અને ઉતાવળું હોય છે. મુકરર કરેલા વખતમાં વધારે ને વધારે કામ થાય, એવી ઇચ્છા એ હમેશાં રાખ્યા કરે છે; તેથી તે સદા શોધ કરતો રહે છે, અને જમાનાની સાથે જલદી આગળ વધતોજ જાય છે. અમેરિકાવાસી એથી પણ વધારે અસંતોષી હોય છે; તેનું જીવન વધારે ઝપાટા ભરેલું અને વધારે ત્વરાવાળું હોય છે: અને તેથી એ શોધો પણ વધારે કરે છે. બીજી બાજુએ, હિંદ સબુરીવાળું છે, અને તેને કદિ ત્વરા નથી, તેથી તેની કંઈ શોધ પણ નથી. સબુરીવાળું એ ઠીક છે, પરંતુ સબુરીથી હાનિ થતી હોય ત્યારે એ ઠીક કહેવાય નહિ. સદ્ભાગ્યે, હિંદમાં આગળના કરતાં હવે જીવન કંઈક ત્વરિત થવા માંડ્યું છે; અને હિંદવાને દરેકે દરેક જણે "ઉતાવળા થવા" શિખવું જોઈએ; અને નવી વસ્તુઓ સંબંધી તપાસ કરવો જોઈએ. એટલે તેઓ માત્ર જમાનાની હારે હારે ચાલી શકે એટલુંજ નહિ, પણ કદાચ આગળ પણ વધી શકે.

હિંદુસ્તાનમાં શોધકબુદ્ધિની ખામીનું છેલ્લું કારણ અમે બતાવવા માગીએ છીએ તે એ છે કે ચાલતી રૂઢીમાં કંઈ ફેરફાર કરવો નહિ એવી લોકોની દૃઢ વૃત્તિ. એ સંરક્ષક વૃત્તિ એટલી મજબુત જડ ઘાલી બેઠી છે કે અસલી સાળામાં ફેરફાર કરવાની અથવા કોઈ કુંભારને અગાઉ અગણિત જમાનાથી તેના બાપદાદા જેવી રીતે વાસણો બનાવવાનું પૈડું ફેરવતા આવ્યા છે તેથી જુદી રીતે ફરે એવો સુધારો કરવાની કોઈ યાંત્રિક યોજના દાખલ કરવાનું કહેવામાં આવે તો તે ધર્મ વિરૂદ્ધ ઉદ્ધતાઈ ભરેલી સૂચના છે એમ

ગણી તેને ઉશેટી દેવામાં આવશે. કવિતાના શોખ વિનાની પ્રજામાં કોઈ કવિની જેવી ગતિ થાય તેવી દયામણી ગતિ હિંદુસ્તાનમાં અસલવારામાં કોઈ શોધકની થઈ હોત. રસહિન મંડળની આગળ કવિતાઓ બોલે તો કવિ ચસ્કેલ છે એવી આબરૂ કમાવાનો; અને તેજ પ્રમાણે જુના જમાનામાં કોઈ શોધકે નવી અને સુધરેલી પદ્ધતિની સાળ કાઢી હોત, અને તેનું વર્ણન પોતાના ગ્રામ્ય-બન્ધુઓને કર્યું હોત તો તેમના મનથી તે એક ઉડવાના યંત્ર જેવી ગણાત. હજી પણ સંરક્ષકબુદ્ધિ તો મજબુત છે; અને તેની અસરમાંથી જે વિચારો સાધારણ રીતે મુક્ત છે તે દુર્ભાગ્યે ખોટી જાતના છે. ધર્મની અવસ્થા અને માદક પદાર્થોનું સેવન એવા એવા સમગ્ર પ્રજામતની વિરૂદ્ધના દુર્ગુણો સ્વીકારતાં સંરક્ષકવૃત્તિ નડતી નથી; અને એવી બાબતમાં તો ઘણાક બહુ સ્વતંત્ર રીતે વર્તે છે; પરંતુ એ પ્રશ્ન જુદો છે. અત્રે જોવાનો મુદ્દો તો એ છે કે પ્રજાકીય સંરક્ષકબુદ્ધિનું પરિણામ એ આવ્યું છે કે પ્રજાની ખીલવણી અટકી છે. આશા રાખવામાં આવે છે કે હિંદ, પોતાની પ્રજાના અસ્તિત્વના ઉમદા સિદ્ધાંતોનો નીચપણે ભોગ આપ્યા સિવાય, ભૂતકાળ કરતાં ભવિષ્યમાં લાભકારક ફેરફારોને આવકાર આપવા વધારે તૈયાર રહેશે.

આ બધામાં એક શોચનીય બિના ઉમેરવાની એ છે કે વિદ્યાખાતાંના અધિકારીઓના ઘણા સ્તુત્ય હેતુ છતાં હિંદુસ્તાનમાં કેળવણી શોધકબુદ્ધિ જાગૃત કરવામાં ઘણું થોડું કરી શકી છે. ઉલટું એમ કહીએ તો ચાલે કે આપણી શાળાઓ અને પાઠશાળાઓમાં પાકેલા ભણનારાઓએ પોતાની કેળવણી શરૂ કરી તે વખત કરતાં તે પૂરી કરી ત્યારે તેઓમાં ઓછું શોધકબુદ્ધિનું વલણ હોવાનો સંભવ છે, એમ કહેવાનું કારણ એ છે કે હિંદી છોકરાને સંખ્યાબંધ પરીક્ષાઓ આપવાની હોય છે; અને પરીક્ષાના અભ્યાસક્રમમાં આવતી ના હોય તેવી કોઈ પણ બાબત ઉપર ધ્યાન આપવા લાયક નથી એવી તેની સમજ વિદ્યાર્થીજીવન વખતે બંધાય છે. ઈગ્રેજ છોક-

રાના મનથી તો પરીક્ષાનો દાખલો તેની વિદ્યાર્થી અવસ્થાની શોભા છે. માત્ર તેનું કેળવણીનું એક ચિન્હ છે; અને એટલા માટે, અભ્યાસ કરતાં કરતાં તે પોતાનું ચિત્ત જે મનના તરંગો ઉપર ચોંટયું હોય તેની પાછળ મંડવા માટે પુષ્કળ અવકાશ કાઢે છે. બીજી પાસ, હિંદી છોકરાના મનથી તેની પરીક્ષાનો દાખલો તેના જીવનની અગત્યની મિલ્કત છે, અને તે મેળ-વવાના યત્નમાં કદાચ પોતે જેને સામાન્ય વાંચન ગણે છે તેની પાછળ વખતે વખતે કંઇક મન રોકે છે તે સિવાય એ બીજો કંઈ અવકાશ કાઢતો નથી. પરીક્ષાના દાખલાની અગત્ય અતિ વાસ્તવિક છે. એમ પણ બને કે તે મેટ્રીકયુલેશનની કે એફ. એ. ની પરીક્ષામાં ફતેહમંદ ના ઉતરે તો અમુક ઈચ્છિત વહૂ તેને મળે નહિ; વળી સ્ત્રી સિવાય પણ તેના ગુજરા-નનો આધાર ફતેહ ઉપર છે. એથી, જ્યારે તે એવા મહત્વના અઠવાડીઆ માટે તૈયારી કરે છે, ત્યારે તે સ્વાભાવિક રીતે પોતાનામાં જે શક્તિઓ હોય છે તે પરીક્ષકોને સંતોષ આપવા તરફ વાળે છે. કેળવણી કંઈ કામની નથી; શોધથી વખત નકામો જાય છે; 'રેડિયમ' ઘણી મનોરંજક ધાતુ હશે, પરંતુ તે રસાયનશાસ્ત્રના ક્રમના ધાતુઓની યાદીમાં આવતી ના હોય તો તેના ગુણો વિષે વાંચવું તેને એ નકામો વખત ગાળવા જેવું ગણશે. પરીક્ષા જે નજીદિક આવે છે તેના વિષયોમાં નિપુણતા સ્હેલામાં સ્હેલે રસ્તે મેળવવાની વૃત્તિ તે રાખે છે. પરીક્ષાના અંગ્રેજી પુસ્તકની બાબતમાં તેની શોધકબુદ્ધિ-ની હદ "સ્મિથ્સનની નોટસ" એટલે "અસલ પુસ્તક અને ટીકા, સંપૂર્ણ; કિમ્મત આઠ આના," એવા પુસ્તકમાં આવી રહે છે. ભૂમિતિ અને અક્ષર ગણિતના અભ્યાસ માટે તે ફક્ત પોતાની વર્ગમાં શિખવાતી ચોપડી ઉપર ભરૂસો રાખે છે; અને એ પ્રમાણે પરીક્ષાને માટે તથા જીંદગાનીને માટે તૈયાર થાય છે। શોધક બુદ્ધિના વિદ્યાર્થીને અધિક તપાસ માટે પુસ્તકાલ-યની મુસાફરીએ જવું પડે એવા એવા સાહિત્યના, ઇતિહાસના, કે વિદ્યા-શાસ્ત્રના મનોરંજક આડકતરા વિષયો ઉપર એને કંઇ મોહ હોતો નથી;

એને તો પરીક્ષાનાં પરિણામો પ્રસિદ્ધ થાય, ત્યારે ૩૫૦૭ નો નંબર કે પછી તેનો જે નંબર હોય તે ભાગ્યશાળીઓની યાદીમાં હોય એટલે બસ છે. પરંતુ એથી એ પોતાની યાદશક્તિને પોષે છે અને ઉત્સાહી વૃત્તિને ભૂખે મારે છે; બીજાએ શિખવેલું ગ્રહણ કરી રાખતાં તે શિખ્યો, પણ પોતાની મેળે ભણવાનું શિખ્યો નહિ; બીજા વહાણોના દીવાથી તે પોતાનું હંકારવા શિખ્યો, પણ પોતાનો દીવો એમ કરતાં હોલાઇ જવા દીધો. હવે શું કરવું? દરેક માતપિતાનો ધર્મ છે કે તેમણે પોતાનાં છોકરાં નાનપણથીજ પોતાની મેળે વિચાર કરતાં શિખે એવું તેમને ઉત્તેજન આપવું. માએ કે બાપે છોકરાને જાણવા લાયક પદાર્થો બતાવવા. તેમને તે સંબંધી પ્રશ્નો પૂછવા, અને તેઓ સામા પ્રશ્નો પૂછે એમ ઉશ્કેરવા જોઇએ. ભીંતે કરોળીઓ, ખેતરમાં ફુલ, નદીના તળમાં પથ્થર, એ બધું જે જે તેમના જોવામાં આવે તે સંબંધી માહિતી મેળવવા છોકરાંને ઉશ્કેરવા જોઇએ; અને આ કે પેલી વસ્તુ સંબંધી જાણવા જેવી હકિકત પોતાની મેળ ખોળી કાઢવા યત્ન કરે, અને એ પ્રમાણે એમની શોધક બુદ્ધિ ખિલે એમ કરવું જોઈએ, એવી રીતે ઉછેરાયલું છોકરૂં તેના બન્ધુઓ કરતાં વધારે પાવરધું થાય છે; અને હિંદી માબાપો પોતાનાં છોકરાં ફક્ત રોજના પાઠની જોડણી શિખે, સર્વાળા બાદબાકી શિખે, અને પોતાની અક્ષરપોથીનું એકાદ પાનું સફાઇબંધ લખે એટલાથી સંતોષ ના પામતાં તેઓની બુદ્ધિ અધિક અધિક ખીલવવાનો યત્ન કરશે તો હિંદુસ્તાનનો દહાડો ફરતાં વાર લાગશે નહિ. જો શોધક બુદ્ધિ એકવાર જાગૃત થઈ તો પછી તેને સ્હેલાઇથી દબાઈ જતી નથી. બાળકોને કેળવણી આપવાની પદાર્થ વિજ્ઞાનની પદ્ધતિને હિંદુસ્તાનમાં સારી રીતે પુષ્ટિ મળવી જોઈએ. એ પદ્ધતિથી વિચારશક્તિ ઉઘડે છે. પરંતુ શિક્ષકો મળવા મુસ્કેલ છે. અલબત, તેમજ અધિક અભ્યાસવાળા વિદ્યાર્થીઓને શોધ કરવાની ટેવ પડે એવું ઉત્તેજન આપવું જોઈએ; પરંતુ એવી ટેવ નાનપણથી પડી ના હોય તો ઉત્તેજનથી કેટલું કામ થાય

એ પ્રશ્ન છે. છોકરાં નાનાં હોય ત્યારથીજ એ બાબતની ખુબ કાળજી રાખવી જોઈએ; અને જો એ પ્રમાણે કરવામાં આવે તો એક જુની કહેવત છે તેમાં જુજ ફેરફાર કરતાં બરાબર લાગુ પડે. એ કહેવત એવી છે કે "તમે નાનાની સંભાળ લ્યો એટલે મોટા પોતાની સંભાળ પોતાની મેળે લેશે." પરંતુ આ પ્રકરણ મુખ્ય કહેવત શિખવે છે તે એ છે કે "જો હિંદુસ્તાનને આબાદી જોઈતી હોય તો તેનાં છોકરાંએ શોધકબુદ્ધિ ગ્રહણ કરવી જોઈએ."

# પ્રકરણ ૫ મું.

## તપાસ.

આપણે એવી કલ્પના કરીએ કે આપણા ગ્રામ્યજનનું મન હવે સાહસિક થયું છે. વ્યાપારની અને ઉદ્યોગની ખીલવણી કરવી એ સ્વદેશાભિમાનનું કાર્ય છે, એ વાત સ્વીકારવા જેટલો તે જાગૃત થયો છે; અને હવે તે પોતાના દેશની અને પોતાની સેવા બજાવવા આતુર છે. તેના ધ્યાનમાં એ વાત પણ ઉતરી છે કે પોતે એકલો જે કરી શકે તેના કરતાં તેના ગ્રામ્યબન્ધુઓને તે પોતાની સાથે એકાદ સારા કામમાં સામેલ થવા લલચાવી શકે તો તેઓ એકત્ર થઈ વધારે મોટું અને વધારે લાભકારક કાર્ય ઉપાડી શકે; અને તેથી તે પોતાના પંથમાં સારા સારા માણસોને વટલાવવાનો યત્ન કરી રહ્યો છે; અમારા વાચકે પોતાની ફેરણીમાં કરેલા બોધથી તેની શોધકબુદ્ધિ સંપૂર્ણ રીતે ખિલી છે; અને પ્રદર્શનમાં જે જે વસ્તુઓ જોવામાં આવી તે સંબંધી શોધકવૃત્તિથી પૂછપાછ કરતાં તેના મગજમાં વિચારનું ભંડોળ

ઉદ્દ્ભવ પામ્યું છે એ લેઈ તે ઘેર આવ્યો છે. તે પોતાના ગામના મંદીરની બહાર મોટું વડનું ઝાડ છે તેની આસપાસ જે નાનો ચોતરો છે તે ઉપર બેઠો છે, અને તે ઊંડા વિચારમાં નિમગ્ન થએલો છે. આ પળ, કદાચ, તેની જીંદગીની ઉમદામાં ઉમદી પળ છે. આ પળે તે એક પેગંબર, એક ધર્મ-બોધક કે ઉપદેવ છે અને તે કંઈ પ્રેરણાની આશા રાખે છે. આ પ્રસંગે તેના દેશીજનોનો અને તેના દેશનો વિચાર જ તેના મનમાં ઘુમી રહ્યો છે. આ પ્રસંગે તે વિચારમાં ગર્ક થઈગયો છે. એ વિચાર, એકાદ પાણીના નાળાનો બંધ બાંધી પાડોશીને નુકસાન કરી પોતે પોતાના ડાંગેરના ક્યારડા માટે અધિક પાણી મેળવવાનો, કે એકાદ દાવો બાંધી પાડોશીની જમીન લેઈ લેવાનો નથી; પરંતુ પોતે અને પોતાના પાડોશીઓ સામાન્ય રીતે ધનવાન થાય અને વખતે ગણતરી વિનાનું ગામ, એક આબાદીવાળું શહેર બનવાનું સાધન થઈ પડે એવું એકાદ સાહસ કાર્ય ઊઠાવવાનો છે. પણ એવું સાહસ કાર્ય શું ?

જો આપણા ગ્રામ્યજનની ઇચ્છા માત્ર કંઈક પૈસા કમાવાની હશે, તો પૈસા પેદા થાય એવો ધંધો ખોળી કાઢવો મુસ્કેલ નથી. અમે એક યાદી બતાવીએ છીએ. થોડુંક ઘી લેવું, તેનાથી બમણો ગરમ મશાલો લેવો; એનું સંભાળથી મિશ્રણ કરવું, પછી તેની વટાણા જેવડી ગોળીઓ વાળવી અને તે "કામોદ્દિપન ગોળીઓ, પચ્ચાશની દાબડીના રૂપીઆ બે–" એવી રીતે વેચવી. પરંતુ આવા જાતનું સાહસ અમારો ગ્રામ્યજન ઉપાડે એ જોવા અમે ખુશી નથી; કેમ કે તેથી કમાણી થાય, પણ કંઈ સ્વદેશહિતનું કાર્ય થતું નથી. એમાંથી કમાણી થાય છે એ તો એટલા ઉપરથી દેખાઈ આવે છે કે આટલા બધા દવા વેચનારાઓ પુરૂપાતનની દવાઓની જેટલાં હિંદી વર્તમાન-પત્રો સ્વીકારે તે બધામાં લાંબી લાંબી જાહેરખબરો આપી શકે છે અને તેવી દવાઓનાં ગ્રાહક પણ મેળવી શકે છે. આ લેખકે હમણાંજ એક હિંદી વર્તમાનપત્રની એક નકલમાંની આવી જાહેર ખબરો ગણી તો તે દશ થઈ.

એમાં અમને દિલગીરીનાં બે કારણો માલમ પડે છે. પહેલું એ કે આવી જાતની દવાનો હિંદુસ્તાનમાં આટલો બધો ખપ હોવો જોઈએ, અને બીજું એ કે આવી દવાઓ હોવી જોઇએ.

પરંતુ આપણે એટલું સ્વીકારીશું કે આપણા ગ્રામ્યજનની નજર માત્ર નફા કરતાં કંઇક અધિક લાભ તરફ છે; અને તેનો નિશ્ચય એવું સાહસિક કાર્ય ઊભું કરવાનો છે કે જેથી તેને અને તેના ભાગીદારોને શોભા મળે. તેણે એવું કયું કાર્ય માથે લેવું જોઈએ, એ કહેવું મુશ્કેલ છે, પરંતુ આ ઠેકાણે તેણે પોતાની શોધકબુદ્ધિ કામે લગાડવી જોઈએ; કેમ કે પોતાના પ્રદેશને લાયક કયો ઉદ્યોગ છે તેનો નિશ્ચય ઘણો ઊંડો વિચાર કર્યા પછી તે કરી શકવાનો. તેણે નીચેના પ્રશ્નો પોતાને પૂછવા જોઈએ. " દુનીઆની સાથે આ ગામને વધારે નિકટ સંબંધમાં લાવવાને કંઈ થઈ શકે ? " " દુનીઆના ખપમાં આવે એવી કોઈ ચીજ આપણા ગામમાંથી ખાસ રીતે પૂરી પાડી શકાય એમ છે ? " " આ ગામની નજીકની ટેકરીઓમાં, કે જંગલોમાં, કે ખુલ્લા પ્રદેશમાં, એવું કોઈ જનાવર, કે કોઈ વનસ્પતિ, કે કોઈ ખનિજ નિપજ છે કે તેના ઉદ્યોગની ખીલવણીથી લાભ થઈ શકે ? " " એવા કોઈ સ્થાનિક અર્ધમુઆ કે પડી ભાગતા ઉદ્યોગો છે કે તેના સુધારાનું કામ લાભ સાથે હાથ ધરી શકાય ? " " માલ તૈયાર કરવાની મજુરી ઓછી થાય અને તેથી ગામમાં બનતો માલ વધારે નિપજે એવી કોઈ યોજના આપણા ગામમાંજ દાખલ કરી શકાય એમ છે ? " આ નાનું પુસ્તક આવા પ્રશ્નોના ઉત્તર આપી શકે નહિ; તેમજ કયાં કયાં સાહસિક કાર્યો નફા ભરેલા નિવડશે તે સંબંધી ઉપયોગી સૂચનાઓ કરી શકે નહિ. એનો હેતુ માત્ર એટલો છે કે સાહસિક ઉદ્યોગો ઊભા કરવા ભવિષ્યમાં બહાર પડનાર પોતાની શોધકવૃત્તિથી આસપાસ જ્યારે નજર નાંખે, ત્યારે તેણે કઈ પદ્ધતિએ કામ લેવું તેની દિશા બતાવવી.

પ્રદર્શનમાં, આપણા ગ્રામ્યજને, કદાચ, જમીન ઉપર અહીં તહીં ફરતી લોઢાના પાટા ઉપર ચાલતી નાની ગાડી ( ટ્રામ્વે ) જોઈ. કદાપિ, તેનું ગામ,

પાસેમાં પાસેના રેલ્વે સ્ટેશનથી ફરતા આસરે નવ દશ માઇલિ છેટા વસ્તિ-વાળા પ્રદેશમાં આવેલાં ગામોના ઝુમખામાં છે; અને ત્યાંથી આખે રસ્તે ગામો આવેલાં છે. એક ગામથી બીજે ગામ જનારા મુસાફરો રાત દહાડો હારાદોર છે; માણસો માથે ગાંસડીઓ લેઈને, બાયડીઓ કેડે છોકરાં લેઈને, અને મુસાફરીથી સુજેલે પગે છોકરાં જા આવ કરીરહ્યાં છે. આ મુસાફરોમાં ઘણાય એવા હશે કે તેઓ જો વાહન મળે તો ચાલવાને બદલે તેમાં બેસવા એ કોક આના ખુશીથી આપે. અને આ મુસાફરો ઉપરાંત, ભારનાં ભરેલાં ગાડાં આખે રસ્તે ધિમે ધિમે વહ્યા કરે છે. ગાડાવાળા પોતાના ગામની નિ-પજના કોથળા સ્ટેશન ઉપર લેઈ જઈ સારી કમાઈ કરે છે. આવી હકીકતમાં એ રસ્તે રેલ્વેની શાખા તરીકે ટ્રામ્વે કરી હોય તો મુસાફરોને ઘણું સુખ થાય, વ્યાપારની વૃદ્ધિ થાય, અને તેના સાહસિક ઉત્તેજકોને ઘણો લાભ થાય. લોઢાના પાટા નાંખવામાં ઝાઝું ખર્ચ નથી; અને પસંદગી માટે એક પાટા ઉપર ફરનારી અને બળદથી કે ઘોડાથી ચાલનારી ટ્રામગાડીઓ સસ્તી હોય છે. એનાથી માંડીને, વરાળથી ચાલે એવી નાની રેલ્વે મુકાબલે વધારે ખર્ચાળ હોય છે, પણ તે છેવટ સોંઘી પડે છે. તે સુદ્ધાંત અનેક જાતો છે. જો થોડા ઘણા પૈસાવાળા એકત્ર વિચાર કરી, પૈસા કાઢી એક કંપની કરે તો એમાંની એકાદ યોજના જલદી થઈ શકે. એમ થવાથી એ ઝુમખાંના ગામોની સ્થિતિ કેવી બદલાઈ જશે ! સડકથી તે દુનીઆ જોડે સંધાશે; અ-નાજના ભંડાર અને મેવો થોડે ખર્ચે જ્યાં સારી ખપત થાય એવાં દુનીઆનાં બજારોમાં જઈ શકશે; અને જે ઈમારતી કાટ ધંધાવાળી દુનીઆથી દૂર પડેલો હોવાથી કિમ્મતી ગણાતો નહોતો, તે હવે લેઈ જવાનું રહેલું થવાથી કિમ્મતી મિલ્કત ગણાવાની.

અથવા, કદાચ, આવું વસ્તિથી ઉભરાઈ જતું, અનાજની મિલ્કતવાળું, અને નહિ વપરાતા ઈમારતી કાટવાળું ગામડાંનું ઝુમખું રેલ્વે સ્ટેશનથી ઘણું દૂર હોય તેથી લોઢાની સડક સાથે તે જોડી શકાય નહિ, પણ વહાણ ફરી

શકે એવી નદીથી થોડાંજ માઈલને અંતરે હોય, તો નદી સુધી નહેર ખોદવાથી એ ગામડાંઓ દુનીઆની સાથેના સંબંધમાં જોડી શકાય. નહેર કરવામાં કંઈ મોટું ખર્ચ થાય નહિ. એક હોડી ફરી શકે એટલો પહોળો એક સાંકડો વહેળો કરવામાં આવે, અને પા પા માઈલને અંતરે સ્ટેશનો રાખવામાં આવે તો શરૂઆતમાં બસ થાય, અને સંયુક્ત ભંડોળની મંડળી (જોઇન્ટ-સ્ટોક-કંપની) ભાગદારોને લાભકારી સરતોથી ઊભી કરવામાં આવે તો તેનાથી તે કામ ઉપાડી શકાય. જો પાસે જંગલો હોય, તો અલબત નહેરમાં તરાવીને કાટના પાટડા કિનારે લેઈ જવાનું લાભદાયક કાર્ય પણ થઈ શકે. જો નદીના મુખ ઉપર કોઈ શહેર નહિ હોય, તો ગામોમાંથી લોકોને ત્યાં આગળ એક ગ્રામ્યબંદર વસાવવાની તક મળશે. એ બંદરેથી દરીઆમાં થઈ જતાં વહાણો, આ ગામોને જે માલ દેશાવર મોકલવાનો હશે તે લેઈ જશે.

આવી આવી યોજનાઓનો વિચાર કરવો એ આપણા ગ્રામ્યજનને વખતે ભારે પડે; પરંતુ એના કરતાં બની શકે એવી નાની કૃતિઓ છે. પ્રદર્શનની ભૂમિમાં આપણા ગ્રામ્યજને કુવામાંથી તેલથી ચાલતું એન્જીન પાણી બહાર કાઢે છે એ કદાચ જોયું હશે. એનાનું એન્જીન આખો દહાડો ઝપાટાબંધ ચાલતું હતું, તેના ઉપર બહુજ થોડું ધ્યાન આપવું પડતું હતું, અને ઉપરની ટાંકીમાંથી પાણીની સારી ધાર ચાલુ ને ચાલુ પડતી હતી. આપણા ગ્રામ્યજનના કોશના ઉંઘતા બળદો મહા મહેનતે આઘા જાય અને પાછા જાય, અને કુવામાંથી રહી રહીને પાતળી પાણીની ધાર કાઢે તેમાં અને પેલામાં બહુ ફેર છે; અને જે માણસ હાથથી ચામડાની ડોલ વડે પોતાના ખેતરમાં પાણીનો છબછબાટ કરે છે તે તો વળી ઘણું જુદું. આપણો ગ્રામ્યજન અને તેના મિત્રો મળી આવાં એક કે વધારે એન્જીનો લાવે તો સાર્વજનિક હિત ઘણું થાય એ સંભવિત છે. પાણી પૂરૂં પડે એવું સારૂં સાધન હોય તો અરસ્પરસમાં મદદ આપનારી એક મંડળી સ્થાપન કરવી અને તે મંડળીને ખર્ચે

પાણી પાવાની નહેર બાંધવી એટલે ઘણી જમીનને પાણી પાઈ શકશે. બળદની ભારે કિમ્મત બેસે, અને તેમની સંભાળ દરરોજ રાખવી પડે, અને તેના ચારાના ખર્ચને બદલે એન્જીનમાં બળતણનું ખર્ચ થાય. ગમે તેમ હોય, પરંતુ એટલું તો સંભવિત છે કે કેટલાક બુદ્ધિશાળી મનુષ્યો મળીને પોતાના અને પાડોશીઓના લાભ અર્થે એક નાના ભંડોળની મંડળી ઊભી કરે, અને પાણી આપવાની એક યોજના બાંધે તો હાલની સ્થિતિ કરતાં ઘણોજ સુધારો થાય.

"કચડ ! કચડ !" એ ગામડાની તેલની ઘાણીનું ગાયન પવન ખેંચી લાવે છે. ધિમે ધિમે ચાલતા બળદોને એક નાનો છોકરો ઘાણીના થંભની પાસે બેઠો બેઠો હાંકે છે એટલે તે આસપાસ ફરે છે અને લાકડાની મોટી ઘાણીમાં નાંખેલાં બીઆંમાંથી તેલ જુદું પડે છે. આવું સાદું યંત્ર ભૂતકાળમાં તો સારૂં હતું, અને હાલના જમાનામાં પણ એથી કામ ચાલે; પરંતુ એથી કામ બહુ ધિમું થાય છે અને મહેનત વધારે પડે છે; અને હિંદુસ્તાનનાં કેટલાંક મોટાં શહેરોમાં તથા હિંદી કેદખાનાંઓમાં જોવામાં આવે છે એવા હાલના જમાનાના સુધરેલા તેલ પીલવાના સંચાથી કામ ઘણું વધારે થાય અને તેથી કમાણી સારી થાય. એવો સંચો ઊભો કરવામાં અને ચલાવવામાં મુકાબલે પુંજી નાની જોઈએ છીએ; અને એક નાની મંડળી કરી હોય તો સ્થાનિક તેલ પીલવાનો ધંધો એક કમાણીવાળો ઉદ્યોગ થઈ પડે એવો સંભવ છે.

પેલા મહેલામાં ગ્રામ્ય વણકરો પોતાના માંચડા ઉપર કામ કરે છે, મહેનત કરી તાણો તૈયાર કરે છે, અને પછી તે અસલી જમાનાની સાળ ઉપર લેઈ જાય છે. આ વણકરોનું મહેનતાણું તેમનું ગુજરાન ચાલે એટલું પણ હોતું નથી. વળી જો કે મજુરી આટલી બધી સોંઘી છે, અને રૂ દેશમાં પાકે છે, તોપણ વખતે પાસેના ખેતરોના કુવા ઉપરની પેલી ગ્રામ્યકુમારિકાએ માન્ચેસ્ટરનું કાપડ પહેર્યું હશે! એમ શા માટે હોવું જોઈએ? મુખ્ય કારણ એ છે કે વણકરો સમા (સમય) થી પાછળ છે. જો બુદ્ધિ અને સાહસને

ભેળાં કરીએ, તો સ્થાનિક વણવાના ઉદ્યોગમાં ચાલુ જમાના પ્રમાણે ફેરફાર કરી શકાય, આસપાસનાં ગામોમાં જોઈતી ચીજો પૂરી પાડી શકાય, અને ત્યાં આવતો પરદેશી માલ બંધ કરી શકાય.

જે પ્રગણામાં ઢોર પુષ્કળ હોય, ત્યાં ચામડાં પણ પુષ્કળ હોય. હિંદે શા માટે ચામડાંનો મોટો જથો દેશની બહાર મોકલવો જોઈએ? અને પરદેશના કમાવનારા અને ચામડાં તૈયાર કરનારાને નફાનો સારો ભાગ લેવા દેવો જોઈએ? જે જીલ્લામાં ચામડાં ઉતરડવામાં આવે તેજ ઠેકાણે તે કમાવાય, અને તેનાં તૈયાર–ચામડાં બનાવાય, અને માત્ર વધારો પડે તેટલાંજ દેશાવર મોકલાય. એમ કેમ ના બને? ચામડાં કમાવાનું કે કેળવવાનું કારખાનું સારૂં કમાય છે, અને ચામડાંનો માલ તૈયાર કરવાનું કારખાનું પણ કમાય છે. એક કંપની ઊભી કરી હોય, તે ચામડાં ખરીદ કરી લે, અને સારામાં સારી પદ્ધતિ પ્રમાણે તે ચામડાં કેળવાવે; અને યોગ્ય દેખરેખ નીચે હિંદનાજ કારીગરો કામે લગાડી નવા સુધરેલી ઢબના યંત્રોવડે ચામડાંનો તરેહ તરેહનો માલ બનાવરાવી આસપાસનાં ગામડાંમાં જોઈતો હોય તે પૂરો પાડે, દેશના બીજા ભાગોમાં પણ મોકલી આપે, અને બને તો દેશાવર પણ ચઢાવે, તો ઘણી કમાણી થાય અને પોતાના જીલ્લાને મોટો લાભ થાય.

• બ્રહ્મદેશમાં વરાળથી ચાલતાં લાકડાં વહેરવાનાં કારખાનાં છે તે સારૂં કમાય છે. હિંદમાં એ કામ મોટે ભાગે હાથની મહેનતથી કરવત વડે કરવામાં આવે છે. ખચિત હાથની મજુરી સોંઘી છે; પરંતુ જ્યાં ઇમારતી કાટ મોટા જથામાં હોય, અને જ્યાં રાહદારી સહેલી હોય, ત્યાં વરાળથી ચાલે એવા વહેરવાના સંચા વડે કામ કરીએ, તો એથી પણ સોંઘું પડે. વળી ઘાટડોળ વિનાનાં લાકડાનાં ઢીમચાં કરતાં વહેરેલી ચીપો સહેલાઈથી એકઠી બાંધી શકાય છે અને લેઈ જઈ શકાય છે. જો ગામની નજીક જંગલો હોય, અને રેલ્વે કે ટ્રામ્વેનો લાભ મળી શકે એમ હોય, તો એક કંપની ઊભી

કરી, વરાળથી ચાલતું વહેરવાનું યંત્ર લાવી એ કામ કરવાથી આપણો ગ્રામ્યજન ઘણો માલ દેશાવર મોકલી શકશે, અને ઘણી સારી કમાણી કરી શકશે.

વળી ખરેખરા ઉદ્યોગની જ સાહસિક યોજનાઓ સિવાય પણ સ્વદેશાભિમાનનું કાર્ય થાય અને નફો પણ મેળવાય એવી સંયુક્ત ભંડોળની મંડળી આપણો ગ્રામ્યજન કદાચ ઊભી કરી શકશે. પહેલાં ગામડાની બેન્કોના વિષય ઉપર ઘણું લખવામાં આવ્યું છે; પરંતુ એમાં પણ એવો સંભવ છે કે જો ગામડાંમાં નાણાં ધિરવાની એક સંયુક્ત ભંડોળની કંપનીનું સાહસ કરવામાં આવે, અને તે સારી રીતે ચલાવવામાં આવે, તો તે કંપની સારો નફો મેળવે; અને સાથે સાથે ખોટું કરવાથી લગાર પણ બીએ નહિ એવા કાંધીઆઓના પંજામાંથી આખા પ્રગણાને મુક્ત કરી શકે. સારા માણસોને પૈસા ધીરે, વ્યાજબી વ્યાજ લે, અને સારા કામને માટેજ ધીરે એવી આબરૂદાર કંપની પાસે પ્રગણાના બધા ઉપાડ કરનારા જવાના, એટલે જેઓ ઉડાઉપણે ખર્ચ કરનારા હશે અને પૈસા ધીરવા લાયક નહિ હોવાથી જેમને બેન્ક ધીરવાને ના કહેશે તેવા લોકોજ કાંધીઆના ઘરાકો રહેવાના.

અત્યાર સુધી, ઉદ્યોગની આબાદી શી રીતે થાય તે સંબંધી અમે યત્કિંચિત બોલ્યા છીએ. ગામની પાછળ પેલી ટેકરીઓ આવી રહી છે, તેમાં કોલસાનું કે લોખંડનું, કે ત્રાંબાનું, કે બીજી કોઈ કિમ્મતી ધાતુનું ગુપ્તધન દટાયલું હશે; પરંતુ એ શોધી કાઢવાને એ ધંધાનું જ્ઞાન હોવું જોઈએ. એવા જ્ઞાનવાળો ક્યાંથી લાવવો? આમાં પણ આપણો ગ્રામ્યજન જો પોતાના છોકરાને સરકારી ચાકરીમાં મોકલવાને બદલે કે કાયદાનો અભ્યાસ કરાવવાને બદલે તેને સૃષ્ટિના જ્ઞાનનો અભ્યાસ કરાવે, અને સૃષ્ટિના દટાયલા ધનભંડારમાંથી કોઇકિની પણ શોધ કરવાને તેને દુનીઆમાં મોકલે તો કદાચ તે પોતાના દેશની સેવા કરી શકે. કોલસાની ખાણના પડોશમાં લોખંડની ખાણની શોધ હિંદને બક્ષીસ કરે તે માણસ, જે હોંશિયાર અમલદાર પોતાની પહેલાંના કરતાં અધિક જમા

વસુલ લાવી શકે, અથવા જે પ્રખ્યાત ધારાશાસ્ત્રી હાયકોર્ટમાં સુંદર ભાષણો કરી શકે તેના કરતાં હિંદનું અધિક કલ્યાણકર્તા છે. આપણા ગ્રામ્યજન પાસે પૈસા હોય અને છોકરો બુદ્ધિશાળી હોય અને જો તે છોકરાને હિંદની 'બેચેલર ઑફ સાયન્સ'ની પદ્વી સંપાદન કરવા મોકલે, તથા તે કર્યા પછી પૈસા અને ઇચ્છા હોય ને તેને યૂરોપ કે અમેરિકા કે જાપાન ખાણની વિદ્યાનો કે ધાતુવિદ્યાનો કે વિદ્યુત્‌વિદ્યાનો અભ્યાસ કરવા, એવા ઈરાદાથી મોકલે કે, તે હિંદુસ્તાનમાં પાછો આવીને પોતાના દેશના અને પોતાના હિત માટે બનતો પ્રયત્ન કરે, તો એવો જુવાન માણસ ઘણાં મોટાં કામો કરી શકે એમાં કંઈ અશક્ય નથી.

સારા ભાગ્યે હિંદી સરકારની નીતિ આ બાબતમાં મદદ કરવાની છે; કેમકે સને ૧૯૦૪ ના જાનેવારીમાં 'હિંદુસ્તાનના દેશીઓ માટે ઉદ્યોગ ઉત્તેજનાર્થે રાજ્યની સ્કોલરશીપો'ની યોજના બહાર પાડી છે. એ સ્કોલરશિપો જુવાન માણસોને ઉદ્યોગવાળા દેશોમાં જઈ ઉદ્યોગનું ઊંચું જ્ઞાન મેળવવાના અભ્યાસમાં મદદ કરવાના સ્પષ્ટ હેતુથી સ્થાપવામાં આવી છે. એ યોજનાનો સાર નીચે પ્રમાણે છેઃ—

• સ્કોલરશીપની રકમ—સ્કોલરશીપની રકમ દર વર્ષે ૧૫૦ પૌન્ડની મુકરર કરવામાં આવી છે. તે ઉપરાંત વિદ્યાર્થીને મુસાફરી ખર્ચ અને જે શાળામાં તે અભ્યાસ કરે તેની ફી પણ મળે; પરંતુ ખાસ વિદ્યાર્થીઓની બાબતમાં સરકાર એમાં વધારો કરવાની દરખાસ્ત વિચારમાં લેશે.

જગા અને સ્કોલરશિપ ચાલુ રહેવાની મુદતઃ—દરેક સ્કોલરશિપ સામાન્ય રીતે બે વર્ષ સુધી ચાલુ રહેશે. એ મુદતમાં ખાસ પ્રસંગે વધારો કે ઘટાડો થઈ શકશે.

સ્કોલરશિપો અભ્યાસ માટે ગ્રેટબ્રિટનમાં, કે યૂરોપખંડના કોઈ પણ દેશમાં કે અમેરિકામાં રહી ભોગવી શકાશે.

અભ્યાસના વિષયોઃ—કાયદા, વૈદકવિદ્યા, જંગલખાતાની કેળવણી, પશુ-વૈદકવિદ્યા, કૃષિવિદ્યા. અને યંત્રવિદ્યા એ વિષયો આ યોજનાના હેતુમાંથી બાતલ કરેલા છે. પહેલે દરજ્જે તો એ સ્કોલરશિપો, બંગાળાના ખાણના ઉદ્યોગના ઉત્તેજનાર્થે વાપરવાનો હેતુ છે; પરંતુ ઉદ્યોગની બીજી કોઈ શાખાને મદદ કરવા તથા પુષ્ટિ આપવામાં પણ એજ પ્રમાણે વાપરી શકાય. દેશીઓનું ભંડોળ અને સાહસ રોકવાનાં હોય અથવા રોકાવાનો સંભવ હોય, અને એ શિખેલા વિદ્વાનને પોતાના દેશમાં પાછો આવ્યા પછી તેની હોંશિયારી અને શક્તિનો ઉપયોગ કરવાનો પ્રસંગ મળે એવા ઉદ્યોગો ખાસ પસંદ કરવા લાયક ગણાશે.

આપવાની સરતોઃ—વિક્ટોરિયાના રાજ્યના સ્ટેટ્યુટ ૩૩ માના પ્રકરણ ૩ જાની કલમ ૬ અન્વયે હિંદુસ્તાનના જે વતનીઓ ગણાય તેમને એ સ્કોલરશિપો મળી શકે.

ઉમેદવારો પસંદ કરવામાં સરકારનું ધોરણ, ઉમેદવારની શક્તિ, બુદ્ધિ, જે ઉદ્યોગ પસંદ કરવામાં આવે તેમાં તેનું હિત અને સંબંધ, અને હિંદુસ્તાનમાં પાછા આવ્યા પછી તેના તેજ વિષયમાં તે રોકાઈ રહેશે એવી ખાત્રી એ બધા ઉપર રહેશે. આ બાબતો એવી છે કે તેનો નિર્ણય કોઈ પદ્વી મેળવવાથી, કે પરીક્ષાથી, કે હરિફાઇથી કરી શકાય એમ નથી. તેથી કોઈ પરીક્ષાની જરૂર ધારી નથી અને તે લેવાની ઠરાવી નથી; પરંતુ ઉમેદવારને નિમતા પહેલાં જે ખાસ ઉદ્યોગ એ શિખવા જવાનો છે તેની એના ઇલાકામાં જેટલી ઊંચામાં ઊંચી કેળવણી મળી શકે તેટલી તેણે લીધેલી હોવી જોઈએ; અને ઉદ્યોગના અભ્યાસ માટે જેણે હોંશિયારી બતાવી હશે તે સિવાયનાને લાયક ગણવામાં આવશે નહિ.

ઉમ્મરની કંઈ હદ ઠરાવી નથી. પરંતુ કોઈ કોઈ ઉમેદવારની બાબતમાં સરકાર વખતે એવી હદ ઠરાવે.

પાછો આવેલો વિદ્યાર્થી:—હિંદુસ્તાનમાં પાછો આવ્યા પછી સરકારની કે કોઈ ખાનગી પેઢીની નોકરી કરવાનું કોઈ વિદ્યાર્થીને બંધન નથી; અને યૂરોપમાંથી પાછો ફર્યા પછી કયે રસ્તે ચઢવું તે પોતાના મનના વલણ પ્રમાણે નક્કી કરવાનું પ્રથમ દરજ્જે તેના હાથમાં રહેવાનું. જો પ્રસંગ આવે તો સરકાર તેની શક્તિને અને તેણે સંપાદન કરેલા અધિક જ્ઞાનને ખુશીથી કામે લગાડશે; એટલે તેને કોઈ ઉદ્યોગની શાળામાં શિક્ષક નીમશે; અગર સ્થાનિક ઉદ્યોગોનો સુધારો કરવાના સંબંધનું તેને કંઈ કામ સોંપશે.

આ સ્કોલરશિપને માટે અરજી સરકારી કેળવણી ખાતાના ઉપરીને (ડાયરેકટરને) કરવી. ખાણના ઉદ્યોગની ચઢતા દરજ્જાની કેળવણી લેવાની ઇચ્છા રાખનારને અરજી કરવાનો પ્રથમ હક્ક છે. કેટલી અને કેવા પ્રકારની કેળવણી લીધી છે અને તે બાબતનો કેટલો અનુભવ મેળવ્યો છે તે સંબંધી તથા હવે પછી શું કરવાનું ધારે છે તે વિષે વિગતવાર હકીકત દરેક ઉમેદવારે આપવી. બને તો, હિંદુસ્તાનમાં પાછા ફર્યા પછી શું કરવાની ઇચ્છા છે તે પણ અરજદારોએ જણાવવું. સ્થાનિક સરકારની ભલામણ ઉપરથી હિંદી સરકાર સ્કોલરશિપ આપશે.

• આ ઘણી સારી શરૂઆત થઈ છે. ખરૂં તો બંગાળા, હિંદનો માત્ર એક ખુણો છે એમ કહી શકાય; પરંતુ એ ખુણો એવો છે કે તેમાં ખાણનો ઉદ્યોગ સારી રીતે ચાલુ થએલો છે, અને ઘણા આશાજનક ક્ષેત્રમાં પ્રયોગ શરૂ થશે એમ ધારવામાં આવે છે. તોપણ, બંગાળા સિવાયના બીજા ભાગોના વિદ્યાર્થીઓને સ્કોલરશિપ ના મળે એવી કંઈ સરત નથી એ સંતોષકારક છે. આશા રાખવામાં આવે છે કે હિંદી સરકારનો આ સુંદર પ્રયોગ એટલો સફળ થશે કે થોડા વર્ષોમાં કેટલાક એવા હિંદી જવાનો થશે કે તેઓ હિંદના દરેક જીલ્લાની ઉપજ નિપજ સુધારી તથા વધારી શકશે.

આ ઠેકાણે આપણા ગ્રામ્યજનને એકાદ ચેતવણીનો બોલ કહેવો એ સારૂં છે. આગલા એક પ્રકરણમાં અમે કહ્યું છે કે ઉદ્યોગના સંબંધના સ્વદેશાભિમાનીએ સાહસમાં બિકણ થવું જોઈતું નથી; પરંતુ અત્રે બીજા હાથ ઉપર તેને એમ પણ કહીએ છીએ કે તેણે અવિચારી પગલાં પણ લેવાં ના જોઈએ. અમુક ઉદ્યોગમાં કમાણી થશેજ એવા ઉટંગ ઉપર સંયુક્ત ભંડોળની મંડળી ઊભી કરવી ના જોઈએ; કેમકે જો એ સાહસ પડી ભાગે, અને સ્વદેશાભિમાની નર સુદ્ધાંત બધા ભાગદારોના પૈસા ડુબે, તો પ્રગણાનું કલ્યાણ થવાને બદલે અકલ્યાણ થાય છે. માણસ પોતાના જ પૈસાથી કંઈ સાહસ માથે લે તો તેમાં જેટલું જોખમ વહોરવું હોય તેટલું વહોરે. એવે પ્રસંગે પણ તોટો જાય તો પછી થનારા ઉદ્યોગવાદીઓનો ઉત્સાહ ભાગી જાય. પરંતુ જ્યાં બીજા લોકોના પૈસા રોકાતા હોય ત્યાં તો તેણે ખાસ સાવચેતી રાખવી જોઈએ. દરેક નવા ઉદ્યોગના સાહસમાં કંઈક જોખમ તો રહેલું છે, કેમકે હમેશાં તેમાંની ઘણીખરી ગણતરીઓ ભૂલ ભરેલી હોય છે અને ધારવામાં આવ્યા ના હોય એવા બનાવો બને છે. પરંતુ વ્યાજબી જોખમ ખેડવા તૈયાર થવું એ એક વાત છે, અને સટોરીઆ યોજનામાં અવિચારથી ઝોકાવી દેવું એ તદન બીજી વાત છે. હિંદુસ્તાનની હાલની સ્થિતિ ઉદ્યોગની જાગૃતિની છે એમ માનીએ, તો તેવા સમયમાં ઘણી વખત એવું બને છે કે કેટલાક લોકોને સટોરીઆ ગાંડપણ વળગે છે, અને હવામાં હવાતીઆં મારવા જેવી કેટલીક યોજનાઓ ઊભી થાય છે. ઇંગ્લંડમાં સને ૧૭૨૦ ની સાલમાં દક્ષિણ સમુદ્રની યોજનાના સંબંધમાં સટ્ટાનો વા વાયો, ત્યારે વિચાર વિનાનાં સાહસોની કેટલીક સંયુક્ત મંડળીઓ ઊભી થઈ હતી. દાખલા તરીકે, તેમાં એક સીસામાંથી રૂપું કાઢવાની હતી, અને બીજી સ્પેન દેશમાંથી ગધેડાં આણવાની હતી. તેથી વડના મોટા ઝાડતળે કઈ યોજનાઓ સંભવિત છે તેનો વિચાર કરતો બેઠો હોય તે વખતે પોતે જે કરે તે સંબંધમાં આપણા ગ્રામ્યજને સાવચેતી

રાખવી જોઈએ. પોતાને અને પોતાના ગામને લાભ થવાનો સંભવ હોય એવી કોઈ યોજનાનો તેને વિચાર સૂઝી આવે એટલે તેણે તે સંબંધી પોતાના મનમાં સંભાળથી વારંવાર મનન કરી જોવું જોઈએ; પોતાના જે પાડોશીઓને તેની સાથે સામેલ થવા સમજાવી શકે તેઓની સાથે ઘણીવાર એ વિષે ઊંડી સલાહો કરવી. તે યોજનાની વિગત તેણે બહુ કાળજીથી ઘડી કાઢવી જોઈએ, અને જરૂર લાગે તો તેણે કોઈ ખાસ જ્ઞાનવાળાની સલાહ મેળવવી જોઈએ. એ પછી જ્યારે તેના મનની ચોખ્ખી રીતે ખાત્રી થાય અને એમાં ફતેહ મળશે એવો ભરૂસો પડે, ત્યારે યોજના બહાર પાડવી; અને બહાર પાડી એટલે હિમ્મત સાથે નિશ્ચય રાખવો કે એમાં નક્કી વિજય મળશે.

અલબત, ઉદ્યોગની સંવૃદ્ધિ માટે હિંદના વતનીઓએ એકલા ગામડાંમાંજ પ્રયાસ કરવો જોઈએ છીએ એમ નથી. પરંતુ ગામડાંમાં સુધારો થોડો હોય છે, અને ઉદ્યોગની સંવૃદ્ધિનો બોધ થાય એવાં સાધનો પણ હોય છે, માટે ત્યાં ઉદ્યોગની અભિવૃદ્ધિ કરવાનો ઉપદેશ ખાસ રીતે કરવો જોઈએ. હિંદુસ્તાનનાં કેટલાંક શહેરો ઉદ્યોગના સંબંધમાં સારી ફરજ બજાવે છે. કોઈ નવો આવનાર પશ્ચિમના કે દૂર પશ્ચિમના ઉદ્યોગનાં મોટાં સ્થળોમાંના હરકોઈ ઠેકાણેથી આવ્યો હશે તો પણ હૂગલીને માર્ગે કલકત્તે જતાં એ શહેરના ઉદ્યોગનો મહત્વનો વિચાર તેના મનમાં ઠસ્યા વિના રહેશે નહિ. નદીની બંને બાજુએ મોટી ચીમનીઓ ( ધુમાડીઆં ) ધુમાડાના ગોટેગોટ બહાર કાઢે છે તેથી ત્યાં મોટાં મોટાં કારખાનાં છે એમ સ્પષ્ટ જણાઈ આવે છે. એ ધુમાડાની પીડા શી રીતે દૂર કરવી એ એક મહાભારત વિષય કલકત્તાવાસીઓને થઈ પડયો છે. દેશના પશ્ચિમ ભાગમાં તેજ પ્રમાણે મુંબાઈ અને તેની પાસેનાં શહેરોમાં મોટાં મોટાં કારખાનાં થએલાં છે; અને ઉત્તરમાં કાનપુરમાં મોટાં મોટાં કારખાનાં છે. ત્યાં અને બીજા શહેરોમાં રૂની મીલો, ઉનની મીલો, સાબુનાં કારખાનાં અને ચામડાંનાં

કારખાનાં ઊભાં થએલાં છે. હાલ મોટાં કામો થયાં છે તેના કરતાં પણ અધિક મોટાં કામો થવાની આશા પ્રથમ આપણે હિંદી શહેરોમાં રાખીશું. શહેરોમાં કેળવણી પામેલા લોકો ટોળાબંધ ભેગા થાય છે; ત્યાં રહેવાનું ખર્ચ ખેતરોમાં રહેવાના ખર્ચ કરતાં વધારે હોય છે; ત્યાં હોંશિયાર કારીગરો મળી શકે છે અને તેને વધારે હોંશિયાર બનાવી શકાય છે; અને ત્યાં ઘરો, દુકાનો અને મહોલ્લાઓમાં ઠાર ઠાર દેશાવરી નિપજનો માલ દેખાઈ આવે છે. એવે ઠેકાણે સમજનારા શહેરીઓએ પોતાની ફરજ બજાવવાનો નિશ્ચય કરવો જોઈએ, અને મોટી ઉદ્યોગની અને વ્યાપારની યોજનાઓમાં ઊભી કરનાર તરીકે અથવા ભાગદાર તરીકે સામેલ થવું જોઈએ, અને હિંદુસ્તાનને જણાવવું જોઈએ કે બીજી પ્રજાઓ જે કરી શકે તે હિંદ પણ કરી શકે છે. હિંદી ગ્રહસ્થને પોતાની આરામખુરસીમાં બેઠાં બેઠાં દિવાનખાનાની ચારે બાજુએ નજર નાંખવા દો અને તેની સ્થિતિનો વિચાર કરવા દો. પરદેશીનું 'વ્યાપાર ચિન્હ' હિંદને માટે તો 'જનાવર છાપ' નું હોય છે તે અહીં, તહીં અને દરેક ઠેકાણે નજરે પડે છે. તેની બાજુએ દીવો મૂકયો છે તે જર્મનીમાં બનાવેલો છે, તેની ચીમની આસ્ટ્રિયામાં બનાવેલી છે, તેમાં તેલ છે તે રૂશિયામાંથી નીકળેલું છે, અને જે દીવાસળી વડે દીવો સળગાવ્યો તે દીવાસળી સ્વિડનમાં કે જાપાનમાં બનાવેલી છે. અભરાઈ ઉપર ઘડીઆળ ટીક ટીક કરે છે તે અમેરિકામાં બનાવેલું છે, અને ખિસ્સામાં નાનું ઘડીઆળ ટીક ટીક કરે છે તે જીનીવામાં બનાવેલું છે. ખડિયામાં રૂશ્નાઈ છે તે લંડનમાં બનેલી છે, હોલ્ડરની ચાંચ બર્મિંગહામમાં અને ગજવામાં સીસાપેન છે તે બવેરિયામાં બનેલી છે. શરીર ઉપર ડગલો છે તેનું કપડું યોર્ક પ્રગણામાં બનેલું છે, અને પગમાં નાનાં મોજાં છે તે જર્મનીમાં બનેલાં છે. તેની સ્ત્રીએ જે કાતરથી હમણાંજ ચણીઓ વેતર્યો છે તે જો જર્મનીમાં બનેલી નહિ હોય તો શેફીલ્ડમાં બની છે, ચણીઆનું સુતરાઉ કાપડ માન્ચેસ્ટરમાં બનેલું છે, તેમજ જે દોરાથી તે શીવે છે તે પણ ત્યાંજ બનેલો છે, અને જે સોયથી

સીવે છે તે બર્મિંગહામમાં બનેલી છે. તે સ્ત્રીએ જે બદન પહેર્યું છે તેનું રેશમી કાપડ ફ્રાન્સમાં બનેલું છે. ધણી કડકે કડકે જે બિસ્કિટ ખાય છે તે રીડીંગમાં બનેલી છે, જે રકેબીમાંથી એ લીધી તે સ્ટાફોર્ડ પ્રગણામાં બનેલી છે, અને તેની પાસે સોડાવૉટરની શીશી પડી છે તે આસ્ટ્રિયામાં બનેલી છે. દિવાલો ઉપર જે તેલ લગાડેલું છે તે જર્મનીમાં બનેલું છે, અને ચોકઠાંમાં જે સ્ક્રૂ ચઢાવેલા છે તે બર્મિંગહામમાં બનેલા છે. આ યાદી કંઈ પરિપૂર્ણ નથી, પરંતુ હિંદની પરાધિનપણાની યાદ દેવડાવવાને જોઈએ એટલી લાંબી છે. આપણે એક વધારે દૃષ્ટાંતનો વિચાર કરીશું. ધારો કે વાંચનાર, જે વખતે નિશાળમાંથી નાના નાના વિદ્યાર્થીઓનાં ટોળાં બહાર નીકળે છે તે વખતે ત્યાં થઈને ચાલ્યો જાય છે. દરેક છોકરાના હાથમાં તેનો આખો પુસ્તકભંડોળ એટલે વાંચનમાળા પહેલી,' અંકગણિતની પહેલી ચોપડી, ભૂગોળનાં મૂળતત્ત્વો, એક સ્લેટ, અને છ પાઈની કિમ્મતની આંકેલા કાગળની ઘેર લખવાની કોરી ચોપડી એ બધું છે. જો વાંચનાર રસ્તે જતા એક નાના વિદ્યાર્થિને ઊભો રાખે અને તેની ઘેર લખવાની કોરી ચોપડી તપાસે, તો ખચિત તેના મુખપૃષ્ટ ઉપર " આસ્ટ્રિયામાં બનેલી " એ શબ્દો માલમ પડશે. હિંદુસ્તાનની આટલી માલ-સમૃદ્ધિ છતાં નિશાળે ભણનારા વિદ્યાર્થી વર્ગના ખપ માટે કાગળની કોરી ચોપડીઓ યૂરોપનો એકાદ દેશ મોકલે એ કેટલું વિચિત્ર લાગે છે? આવી ચોપડીઓ, જોતાં તો નાની વસ્તુઓ લાગે છે; પરંતુ એને સુંદર પુંઠામાં બાંધેલી છે, એના ઉપર હિંદુસ્તાનના શહેનશાહની તાજવાળી છબી ચિત્રેલી છે, અને " આસ્ટ્રિયામાં બનેલી " એવું નિશાન તરીકે છાપેલું છે તે બધું હિંદુસ્તાનમાં કાગળનો ઉદ્યોગ જેવો જોઈએ તેવો નથી એ બિના હરદમ યાદ દેવરાવ્યા કરે છે. બંગાળામાં કાગળનો ઉદ્યોગ ઘણો સારો ચાલે છે, પણ સને ૧૯૦૩-૦૪ ની સાલના મદ્રાસના પ્રદર્શનમાં દેશી કાગળનો માત્ર એક નમુનો હતો; અને તે પણ બજારમાં સાધારણ રીતે વપરાતા પીળચટા કાગળનો. દરેક ઇલાકામાં કાગળનાં સારા વહિવટવાળાં કારખાનાં

થવાની જગા છે, અને જો બરાબર કામ કરવામાં આવે તો હિંદુસ્તાનમાં જોઈતા કાગળ પૂરા પાડવામાં પરદેશી કારખાનાવાળા ફાવી શકે એ બનવા જોગ નથી. પરદેશી ચીજો આ દેશમાં આવે છે તેના અમે જે દાખલા આપ્યા છે તે કોઈ પણ માણસની ખાત્રી માટે બસ છે; પરંતુ તેમ છતાં વધારે દાખલા જોઈતા હોય તો દરેક બજારમાંથી, દરેક યૂરોપિયન પેઢીમાંથી, અને દરેક મહોલ્લામાંથી પણ મળી આવશે. કંઇક કરવું તો જોઈએ, અને તે શહેરોના સ્વદેશાભિમાની અને સાહસિક માણસોએ આગળ પડીને કરવું જોઈએ. તેમણે નવી વસ્તુઓ બનાવવા માટે કામે વળગવું જોઈએ. હિંદુસ્તાનની નેશનલ કોન્ગ્રેસે (રાષ્ટ્રીયસભાએ) ઉદ્યોગનાં પ્રદર્શનો કરવા માંડયાં છે તે ઘણું સારૂં પગલું ભર્યું છે; અને કેટલાક સભાસદો નવા અને લાભકારક ઉદ્યોગો ખરેખરા દાખલ કરવા સંયુક્તભંડોળની કંપનીઓ કાઢી અગર કાઢવામાં ભાગ લેઈ એથી પણ અધિક સારૂં કામ કરી શકશે. જો પરદેશથી ચીજો હિંદુસ્તાનમાં લાવીને વેચવાથી નફો થાય તો તે ચીજો તળ હિંદુસ્તાનમાં બનાવવાથી ખરા આર્થિક નિયમો પ્રમાણે અધિક લાભ થવો જોઈએ.

ઘણું કરવામાં આવ્યું છે, પરંતુ એકંદર રીતે વિચાર કરતાં તે ફક્ત શરૂઆત છે. સને ૧૯૦૩-૪ માં મદ્રાસમાં ભરાએલું પ્રદર્શન, હિંદુસ્તાને સર્વ જાતના સાહસિક ઉદ્યોગોમાં જે મોટી વૃદ્ધિ કરી છે તેનો સારો પૂરાવો હતો અને તે જોઈ આશ્ચર્ય પામતાં સંતોષ થતો હતો, અને તે ઉપરથી જણાઈ આવતું હતું કે હિંદુસ્તાન ઉદ્યોગની દરેક શાખામાં ઘણી સુંદર ચીજો બનાવી શકે છે. પરંતુ હજી ઘણું કરવાનું રહે છે. હજી તો હિંદુસ્તાનમાં લોખંડનો અને પોલાદનો ઉદ્યોગ ખીલવવાનો છે, કાચનાં કારખાનાં સ્થાપન કરવાનાં છે, તેના પાણીના ધોધને કામે લગાડવાના છે, અને તેના ઉદ્યોગોને ઊંચામાં ઊંચે દરજ્જે ચઢાવવાના છે. જ્યાં સુધી હિંદુસ્તાન પોતાને જોઈતી દરેકે દરેક ચીજ પૂરી પાડે નહિ અને જ્યાં સુધી પરદેશી માલ દેશમાં લાવનારનો ધંધો

ભાગી પડે નહિ, ત્યાં સુધી હિંદુસ્તાનના ઉદ્યોગનો સોનાનો સૂર્ય ઊગ્યો છે એમ સમજવું નહિ. પરિણામ ઘણું મોટું છે; અને હિંદુસ્તાનનો જે વતની તે ફળીભૂત કરવામાં થોડે દરજ્જે પણ સહાયકારી થશે તે પોતાના દેશના આભારને પાત્ર છે.

# પ્રકરણ ૬ ઠું.

## હિંદી કળા.

આપણો ગ્રામ્યજન પોતાના ગામમાં કયો લાભકારી ઉદ્યોગ દાખલ કરવો તેના જુદા જુદા રસ્તાનો હજી વિચાર કરે છે, તે દરમીઆન થોડા પળ સુધી હિંદી કળાના અગત્યના વિષય ઉપર આપણે ધ્યાન આપીએ. કળા કે હુન્નરનો વિચાર જુદા જુદા દૃષ્ટિબિંદુથી થઈ શકે છે. દૃષ્ટાંત તરીકે, શિલ્પવિદ્યા ઘણો મોટો હુન્નર છે, અને તે એવો છે કે એમાં સેંકડો વર્ષ થયાં હિંદુસ્તાન સરસાઈ ભોગવે છે. ભવ્ય મુસલમાની મસ્જીદો તથા ઉત્તરનાં ખંડેરો, અને ભવ્ય, પણ કોઈ કોઈ જંગલી હિંદુ મંદીરો તથા દક્ષિણનાં ખંડેરો જગતની અજાયબીઓમાં ગણી શકાય એવાં છે; અને હાલના જમાનામાં પણ સલાટો અને ચિત્રકારો અસલી ઈમારતો શોભાવવામાં જેવી હુન્નરી ચતુરાઈ વપરાયલી છે તેવી બતાવી શકે છે. પરંતુ મંદીરો અને મસ્જીદો કંઈ તેમની જગાપરથી ખસેડી શકાય એવાં નથી. વળી મંદીરો અને મસ્જીદો ખરીદી લેઈ જઈ શકાય નહિ; એટલે આપણે વ્યાપાર સંબંધી વિવેચન કરીએ છીએ તેમાં તેઓનો સમાસ થતો નથી. આપણા વિષયના સંબંધમાં હિંદી હુન્નરના બે ભાગ કરીશું; પહેલો વિભાગ ખરેખરા હુન્નરનો છે; જેમ કે ચિત્રકળા. બીજો વિભાગ કોઈ ઉદ્યોગમાં કામે લગાડેલા હુન્નરનો છે; જેમ કે

લાકડાનું કોતરકામ, ચિત્રેલાં ધાતુપાત્રો, અને ભરત ભરેલાં કપડાં એ બધાં હુન્નરની બનાવટ છે. હિંદુસ્તાનમાં ઉદ્યોગની ચીજોને શણગારવાનો હુન્નર ઘણા ઊંચા દરજ્જાનો છે, પરંતુ હિંદુસ્તાનમાં ચિત્રકામનો હુન્નર નબળી હાલતમાં છે એ નિર્વિવાદ છે.

પ્રથમ આપણે હિંદની ચિત્રકળા વિષે વિવેચન કરીશું. હિંદુસ્તાનમાં ધંધો કરનારા જે હુન્નરીઓ છે તેમાંના ઘણાખરા છબીઓ ચિતરનારા છે. તેઓ જે રાજાઓ અને જમીનદારો પોતાના બાપદાદાની હવેલીઓની દીવાલો ઉપર પોતાની છબીઓ કઢાવવા ઇચ્છતા હોય તેમની છબીઓ ચિત્રી આપીને પરાણે પોતાનો નિભાવ કરે છે. સામાન્ય રીતે આવી તસ્વીરો "હુન્નરનાં કામો" માં ગણવા લાયક હોતી નથી. ચ્હેરો જાણે લાકડાનો હોય એવો કાઢે છે, અને આખો દેખાવ નિર્જીવ વસ્તુ જેવો લાગે છે. એમ છતાં જો છબી બરાબર મળતી હોય, અને પાઘડી તથા સોનેરી કોરવાળો ડગલો ભભકા-બંધ ચિતર્યા હોય તો તે તસ્વીર મંજુર રાખવામાં આવે છે, અને બાપદાદાના વખતની ભીંતોએ લટકાવવામાં આવે છે. કદાપિ કોઈ પ્રસિદ્ધિમાં નહિ આવેલો હોંશિયાર હુન્નરી હશે તો તેને ગેરઇન્સાફ આપતાં આ લેખક અચકાય છે; પરંતુ હિંદી તસ્વીરો જે જોવામાં આવે છે, એટલે ચિત્રકળાના પ્રદર્શનોમાં જે છબીઓ મૂકવામાં આવે છે તે, હિંદી નાટકશાળાઓમાં જે દેખાવનાં અને પડદાનાં ચિત્રો હોય છે તે, હિંદુસ્તાનમાં છબીઓની દુકાનોમાં જે હિંદી છબીઓ હોય છે તે, અને હિંદી ગ્રહસ્થોનાં મકાનોની દીવાલો ઉપર જે છબીઓ ચિત્રેલી હોય છે તે ધ્યાનમાં લેતાં એકંદર રીતે જોતાં હિંદુસ્તાનમાં છબીઓનો હુન્નર કંઈ વખાણવા લાયક નથી, એ સિવાય બીજો અભિપ્રાય બાંધવો અશક્ય છે. હિંદુસ્તાનમાં એક હુન્નરી, ત્રાવણકોરનો પ્રખ્યાત રવિવર્મા થયો હતો. તે એવી છબીઓ ચિતરતો હતો કે એ છબીઓ હરકોઈ ઠેકાણે વખાણ પામે; અને તેણે હિંદુસ્તાનની જીંદગીના તથા હિંદુસ્તાનની પ્રાચિન કથાના

દેખાવો ચિતરવામાં પોતાની પીંછી રોકીને હિંદુસ્તાનની ઘણી સારી સેવા બજાવી છે. તેણે તસ્વીરના ચિત્રકામ કરતાં ઘણી ઊંચા પ્રકારની કળા બતાવી છે, અને પોતાની કળાથી સૃષ્ટ પદાર્થો ચિત્રમાં આબેહૂબ બતાવવામાં મોટી ફતેહ મેળવી છે. પોતાની કલ્પનાશક્તિથી હિંદુસ્તાનની પ્રાચિન કથાઓના જુદા જુદા દેખાવો ચિત્રમાં ઉપજાવી કાઢયા છે, અને તેણે એક હિંદી ચિત્રશાળાની સ્થાપના કરી કહી શકાય. પરંતુ રવિવર્મા અને તેનો ભાઈ કે જે એજ ધંધે વળગ્યો છે એમના સિવાય ઘણા હોંશિયાર હિંદી ચિત્રકારો પ્રસિદ્ધિમાં આવેલા ઘણા થોડા છે. મુંબાઈમાં એક કે બે પારસીઓ છે તે વખાણવા લાયક કામ કરે છે, અને બંગાળામાં પણ કેટલાક હોંશિયાર ચિતારા છે. દૃષ્ટાંત તરીકે, મી. ગંગુલી, એક બંગાળી હુન્નરી છે. તેણે સને ૧૯૦૩–૪ ના મદ્રાસના પ્રદર્શનમાં એક મનોરંજક નાની તસ્વીર મૂકી હતી. એ એક નવાણઘાટનું ચિત્ર હતું. તેની આખી યોજના જોતાં, તથા પાણી ઉપર હવાની જે અસર થાય તે ચિત્રમાં બતાવી હતી તે જોતાં ઘણી બુદ્ધિનું એ કામ જણાતું હતું. માત્ર થોડાંક વર્ષની વાત પર બીજા એક બંગાળી હુન્નરીએ યૂરોપખંડમાં તે એક અભ્યાસશાળાનો ફક્ત અભ્યાસી હતો તે વખતે પોતાના હુન્નરથી માનની પદ્વી મેળવી હતી; પરંતુ હિંદુસ્તાનમાં હજી સુધી તેના કામથી તેને વધારે આબરૂ મળી નથી. બધો વિચાર કરતાં એમ કહી શકાય કે આખા હિંદુસ્તાનમાં કીર્તિ પામેલો ચિત્રકાર તો ત્રાવણકોરી હુન્નરી એકલો જ છે; અને એક વાર ફરી કહીએ છીએ કે એના કામ સિવાય અને બીજા થોડા ચિત્રકારોના કામ સિવાય, હિંદુસ્તાનમાં તસ્વીરનો હુન્નર અગાધ ખાડામાં છે.

હિંદુસ્તાનમાં તસ્વીરનો હુન્નર ઉતરતો હોવાનાં ઘણાં કારણો છે. પહેલું તો એ કે, હિંદ અને તેજ પ્રમાણે ચીન તથા જાપાન અને પૂર્વના બીજા દેશો, પશ્ચિમમાં એ હુન્નર ખેડાતાં ખેડાતાં ઘણે ઊંચે દરજ્જે પહોંચ્યો છે તેના સંબંધમાં અત્યાર સુધી કદિ આવ્યા નહોતા. એવું અનુમાન થાય છે કે એક

વખતે દુનીઆમાં સર્વ સ્થળે તસ્વીરનો હુન્નર, પૂર્વમાં હાલ જોવા છે તેવી બાલસ્થિતિમાં હતો; પરંતુ પ્રાચિન ગ્રીસમાં હુન્નરની નવી અને સુધરેલી પદ્ધતિ દાંખલ થઈ હતી, અને તે દેશના લોકો સ્વાભાવિક રીતે હુન્નરને ચાહનારા હતા તેથી તેમનામાં એ કળાના સુધારાની ઘણી વૃદ્ધિ થઈ. યૂરોપના મોટા ભાગ ઉપર ગ્રીક લોકની સત્તા પ્રસરી હતી, તેથી આખા યૂરોપમાં એ હુન્નર ધિમે ધિમે હાલના ઊંચા દરજ્જાએ પહોંચ્યો. પરંતુ તે દરમીઆનમાં, હિંદમાં, ચીનમાં, કે જાપાનમાં તસ્વીરના હુન્નર ઉપર ગ્રીક લોકની સત્તાની કંઈ અસર થઈ નહિ અથવા ઘણીજ થોડી થઈ, તેથી આ પૂર્વના દેશોમાં ત્રણ કે ચાર હજાર વર્ષો ઉપર એ હુન્નર જે સ્થિતિમાં હતો તે સ્થિતિમાં હાલ સુધી રહ્યો છે. એટલા માટે, હાલના જમાનામાં, ઉત્તર હિંદુસ્તાનનો 'કારીગર' હજી પણ દીવાલો ઉપર દેવોનાં એવાં ચિત્રો કાઢે છે કે તેમનાં અવયવો માણસાઈ શારીરિક શાસ્ત્ર પ્રમાણે અચુક હોતાં નથી, વળી તેમના ચહેરા પણ કંઈ દૈવી જણાતા નથી, અને તેમને એવી રીતે એક બીજાની સાથે ગોઠવેલા હોય છે કે તેમાં દૃષ્ટિશાસ્ત્રના નિયમોના ઉલંઘન સિવાય કંઈ જોવામાં આવતું નથી. એટલે યૂરોપમાં સામાન્ય રીતે તસ્વીરને ચાહનાર બાળકમાં ઊંચા હુન્નરને માટે જેવી બુદ્ધિ પેદા થાય છે તેવી કંઈપણ પેઢી ઉતાર બુદ્ધિ સિવાય હિંદી બાળક જીંદગી શરૂ કરે છે.

હાલના વખતમાં પણ હિંદુસ્તાનમાં હુન્નરનો સુધારો ઘણો ધિમો છે તેનું નિઃસંશય કારણ એ છે કે હિંદી બાળકને પોતાના શોખનું વલણ સુધરે એવી છબીઓ જોવા જો કોઈ મળે તો તે ઘણી થોડી મળે છે. સાધારણ સ્થિતિનાં માબાપના ઈંગ્રેજ બાળકને પોતાની દીવાલો ઉપર અને પોતાના જોડીઆ-ઓના ઘરોની દીવાલો ઉપર ખુબસુરત તસ્વીરો જોવા મળે છે; તે પોતાની માતા સાથે કે ઉછેરનારી સાથે દરરોજ ફરવા હરવા જાય છે ત્યારે તસ્વીરોની દુકાનોની બારીઓ આગળ ઊભો રહે છે, અને કારીગરી જોઈ તરેહવાર

કલ્પનાઓ ઉઠાવે છે; અને તે લગાર મોટો થાય છે, એટલે તેને પ્રજાકીય છબીઓના સંગ્રહસ્થાનમાં (નેશનલ ગેલેરીમાં) કે છબીઓના ખોનગી સંગ્રહસ્થાનોમાં લેઈ જવામાં આવે છે, અને વખતે મહાપાઠશાળાના વાર્ષિક સંગ્રહસ્થાનમાં પણ તેને લેઈ જાય છે. એમાં અને હિંદમાં છબીઓ વિનાના જંગલની જીંદગી એ એમાં કેટલો ફેર છે? સાધારણ રીતે હિંદુસ્તાનના રહીશના છબીઓ વિષેના વિચારોની હદ કલ્પિત દેવોની છબીઓ ચિતરવામાં કે મુંગાં પ્રાણીઓની છબીઓ ચિતરવામાં કે યંત્રવિદ્યાથી ઉતારેલી છબીઓ મોટી કરવામાં, કે યૂરોપની સ્ત્રીઓની, જર્મનીના શહેનશાહની, અને સ્વિઝર દેશનાં સરોવરની સોંઘી પાકા રંગની સાધારણ છબીઓ ચિતરવામાં આવી રહે છે. એટલે તેનામાં સ્વાભાવિક બુદ્ધિ ઉત્પન્ન ના થાય એમાં નવાઈ શી? અથવા એનામાં બુદ્ધિ ઉત્પન્ન થઈ હોય તો પોતાના જોવામાં જે ધોરણ આવે છે તેના કરતાં આગળ ના વધે તો તેમાં શી નવાઈ? જ્યારે એ ચિતરે છે ત્યારે તૈલી પાકા રંગની છબીઓની નકલ કરે છે, અને જ્યારે આળેખે છે ત્યારે યંત્રવિદ્યાથી કાઢેલી છબીઓની નકલ કરે છે; તેથી તે જ્યારે તૈલી રંગથી ચિતરે ત્યારે જેમ બને તેમ તૈલી રંગના થપેડા વધારે હોય તેમ તેની છબી સારી ગણાય એમ એ ધારે તો તેમાં કંઈ નવાઈ નથી; તેમજ જ્યારે તે સીસાપેનનું કામ કરે છે ત્યારે યંત્રવિદ્યાની છબી જેવી તેની છબી થાય તો તેણે ઘણું સારૂં કામ કર્યું છે એમ ધારે એમાં પણ કંઈ નવાઈ નહિ! હિંદમાં છબીઓનાં પ્રદર્શનો ભરાય છે તેમાં હિંદી ચિતારાઓનો મોટો ભાગ જે છબીઓ મોકલે છે તેનો જેણે અભ્યાસ કર્યો હશે તેવો હરકોઈ ગ્રહસ્થ સાક્ષી આપી શકશે કે તેઓની એવીજ સમજ છે. હિંદમાં જુદાં જુદાં શહેરોમાં આવાં પ્રદર્શનો ભરવામાં આવે છે, તેમાં ઘણું કરીને હમેશાં યૂરોપિયન અને હિંદુસ્તાની એ બંને ચિતારાઓની ચિતરેલી કેટલીક સારી છબીઓ આવેલી હોય છે; અને આવાં પ્રદર્શનો હુન્નરની સારી પારખ થવામાં સહાયભૂત થાય છે. ખાસ કરીને જો કમિટિ અપકવ અને કારીગરી વિનાની છબીઓ બાતલ કરે તો

લાભ ઠીક થાય છે. હિંદની રૈયત પોતાની મરજીમાં આવે ત્યારે ત્યાં જઈ તેનો લાભ લેઈ શકે એવું હિંદમાં દરેક મોટા શહેરમાં ધિમે ધિમે છબીઓનું એક સ્થાયી સંગ્રહસ્થાન થાય તો હિંદ છબીઓના શોખ વિનાનો દેશ છે એવો તેને માથે જે આરોપ છે તેમાંથી હિંદને મુક્ત કરવાને ઘણું કર્યું કહી શકાય.

સંતોષની વાત છે કે હિંદમાં છબીઓના હુન્નરની ખરી ઓળખની બેશક વૃદ્ધિ થતી જાય છે; પરંતુ સંભવ એવો છે કે સરકાર કારીગરીનો શોખ ઉત્પન્ન કરવાને જે રીતે કામ ચલાવે છે તેથી જો કે તેમનો હેતુ ઘણો સારો છે, છતાં હુન્નરની કારીગરી વધવામાં હરકત નડે છે. હિંદમાં ખરી કારીગરીની ઓળખની દયાજનક ખામી છે એમ સ્વીકારી સરકારે કાંઈ નહિ તો કેટલાક ઇલાકામાં એવો હુકમ કર્યો છે કે પ્રવેશક (મેટ્રીક) ના વર્ગ સુધી દરેક છોકરાએ હથિયારની મદદ વિના હાથની ચિત્રકળા શિખવી જોઈએ. હાથની ચિત્રકળા એક રીતે ઘણી સારી છે. તે હુન્નરનો કક્કો અને વ્યાકરણ છે. પરંતુ પ્રવેશક પરીક્ષાના વર્ગ સુધી હાથની ચિત્રકળા–માત્ર હાથની જ ચિત્રકળા— શિખવવાની જે પદ્ધતિ છે તેથી ખરી કારીગરીની ઓળખ થઈ શકતી નથી.

વિદ્યાર્થીના આખા અભ્યાસક્રમમાં તો એકલાં ચોરસો, વર્તુલો, ભૂમિતિની આકૃતિઓ અને અશક્ય ફુલો આલેખતાં શિખવવામાં આવે છે. નિશાળોના પરીક્ષક માત્ર એજ આકૃતિઓ જોવા માગશે; અને જો નાળિએરીનાં કે એવાં ઝાડોની ઘટાના સુંદર દેખાવની આકૃતિ કાઢી હશે કે ચરામાં ચરતી ગાયનું ચિત્ર કાઢ્યું હશે, કે એવી એવી જે વસ્તુઓ હિંદી બાળક જુએ છે, અને જે વસ્તુઓના ચિત્રથી તેના મનમાં એ કળાનું ખરૂં ભાન થવાનો સંભવ છે એવી વસ્તુઓનાં ચિત્રો કાઢે, તો પરીક્ષક તે જોશે નહિ અને તેનું કાર્ય ઉદ્ધત ગણી કાઢશે. ધારો કે કોઈ શિક્ષક એવીજ રીતે ઈંગ્રેજી સાહિત્યનો શોખ ઉત્પન્ન કરવાનો યત્ન કરે તો શું પરિણામ આવે તેનો વિચાર કરીએ!

છોકરું મૂળાક્ષર શિખવા માંડશે ત્યારથી તે તેનો શાળાક્રમ પૂરો થતાં સુધી જોડણી અને વ્યાકરણ શિખ્યા કરશે. તે કદિ એકાદ વાત વાંચશે નહિ, કે કવિતાનો એકાદ શ્લોક પણ શિખશે નહિ; પરંતુ એવી રીતે શિખી પ્રવેશક પરીક્ષામાં પાર ઉતરશે ત્યારે કદાપિ તે ભાષામાંના હરકોઈ શબ્દની જોડણી કરી શકશે, અને વ્યાકરણનો હરકોઈ નિયમ કહી શકશે. એવો અભ્યાસ કેટલો ખેદકારક નિવડશે? અભ્યાસી કદાચ કોપકાર થઈ શકે, પણ ભાગ્યેજ કવિ થઈ શકે. એજ પ્રમાણે ચિત્રકળામાં સરકારી કેળવણીનું પરિણામ આવે છે. એ કેળવણી જુવાન અભ્યાસીને નકશા કાઢનાર બનાવી શકે છે, પણ ભાગ્યેજ હુન્નરી બનાવી શકે છે. તેથી સમાંતરપણાને માટે તેની યાંત્રિક આંખ ઠરે છે, પરંતુ ઝાડનું ચિત્ર કાઢવાની હુન્નરી આંખ બગડે છે. તેથી તેને ભૂમિતિની આકૃતિઓ આવડે છે, પણ હુન્નરની બુદ્ધિ નાશ પામે છે. આ ટીકા ખાસ કરીને હિંદુસ્તાન માટે છે; કેમ કે હિંદમાં નાનપણથી અભ્યાસીમાં એ હુન્નરની કદર ઉત્પન્ન કરવાની જરૂર છે. ઇંગ્લાંડમાં તો બચ્ચું પોતાના આનંદને માટે છબીઓ ચિતરે છે, એટલે ત્યાં હાથની ચિત્રકળા ઉપર કદિ વિશેષ ધ્યાન આપવામાં આવે તો તેથી કંઈ એટલી બધી હાનિ થતી નથી. પરંતુ હિંદમાં તો શાળામાં ચિત્રકળાનો જે વખત હોય છે તે છોકરાં જાણે શિક્ષાનો વખત હોય એમ માને છે, ત્યાં એવી પદ્ધતિ વિનાશક નિવડે છે. હિંદની શાળાઓમાં હાથે કાઢવાનાં ચિત્રની સાથે નાની નાની ચિત્રકળાની ચોપડીઓ દાખલ કરવી જોઈએ. ભાષાના વિભાગો કે વ્યાકરણના પ્રથમ નિયમો જાણે તે પહેલાં ભાષાનો બાળ અભ્યાસી જે વાર્તાઓ આનંદથી વાંચે છે અને લાભ મેળવે છે તે વાર્તાઓના ક્રમ પ્રમાણે દરજ્જે દરજ્જે ચઢતી ચિત્રકળાની ચોપડીઓ હોવી જોઈએ. જો શોખ ખેડવામાં આવે તો હિંદમાં કળા ઘણી ખિલે એમ છે; પરંતુ હાલની માત્ર હાથનું ચિત્ર શિખવવાની પદ્ધતિથી તો તેના ઉપર શોખને બદલે કંટાળો ઉત્પન્ન થાય છે.

અત્રે વાંચનારે થોડો સમય થોભી વડના ઝાડ તળે બેસી વિચારમાં નિમગ્ન થએલા આપણા ગ્રામ્યજન ભણી નજર કરવી જોઈએ. તેના મનમાં ઠસાવવું જોઈએ કે છોકરામાં સૌંદર્યના અવલોકનની સ્વાભાવિક શક્તિ હોય છે તે હુન્નરના પાઠો વડે ખીલવવાથી લાભ છે. તેને એમ પણ સમજાવવું જોઈએ કે પોતાનો છોકરો અંગ્રેજી નિશાળમાંથી રજામાં ઘેર આવે ત્યારે તે છોકરો ગામના દેવાલયનું, પોતાની બેન કુવા ઉપર પાણી ભરતી હોય તે દેખાવનું, પવિત્ર વડના ઝાડનું, ગામના તળાવનું કે એવા એવા કુદરતી બનાવો કે દેખાવોનું ચિત્ર કાઢવાનો યત્ન કરી પોતે નિશાળમાં જે હસ્તક્રિયાની આકૃતિઓ શિખ્યો હોય તેમાં સુધારો કરે એવું તેને ઉત્તેજન આપવું જોઈએ. કદાપિ એમ પણ બને કે એ પ્રયત્નો એવા કાચા નિવડે કે આ જુવાન હુન્નરીની છબીઓ એવી થાય કે દરેક છબી શેની છે તે લોકોને સમજાવવું પડે; પરંતુ તેની કાંઈ ચિંતા રાખવી નહિ. કેમ કે એવી રીતે વખત ગાળવાથી તે છોકરાને હુન્નરી આનંદ મળશે અને તે છોકરો વખતે હુન્નરી થવા ના પામે તોપણ કુદરતની પાછળ કરેલો યત્ન નકામો જશે નહિ.

આપણા ગ્રામ્યજને પોતાના મગજમાં જુદા જુદા ઉદ્યોગોની યોજનાઓ ગોઠવી રાખી હશે, પરંતુ આપણે હુન્નરના વિષયના બીજા વિભાગ ઉપર એટલે ઉદ્યોગનાં કામોમાં કલાનો ઉપયોગ કરવાની બાબત ઉપર આવીએ ત્યાં સુધી તેણે હજી થોડી વાર ધિરજ રાખવી જોઈએ. આપણે પ્રથમ કહી ગયા છીએ તે પ્રમાણે એ જાતની કલામાં હિંદુસ્તાન સરસાઈ ભોગવે છે. હિંદનું લક્કડ ઉપરનું કોતરકામ, તેનું હાથીદાંત ઉપરનું કોતરકામ, તેનાં ચિત્રેલાં ધાતુપાત્રો, તેનું હુન્નરવાળું કુંભારકામ, અને તેનું ભરેલું કપડકામ, એ બધું ઘણુંખરૂં બહુ સુંદર હોય છે, અને દુનીઆના સર્વ ભાગમાં તેનાં યોગ્ય વખાણ થાય છે. સને ૧૯૦૩-૪ ની સાલના મદ્રાસના પ્રદર્શનમાં ઊંચી જાતના કામના એવા ઘણા

નમૂના આવ્યા હતા, તેમાંથી દૃષ્ટાંત તરીકે થોડાકનું વર્ણન અત્રે આપીએ છીએ. છબીઓના સંગ્રહનું પુસ્તક બાંધવાનાં માઈસોરના ત્રણ લક્કડકામના કોતરનારાએ કોતરેલાં સુખડનાં પાટીઆંની એક જોડી હતી તે હુન્નરનો એક સરસ નમૂનો હતો. એમાં ઝાડી અને જંગલનાં પશુઓ કોતરેલાં હતાં. એ આબેહૂબ ચિતાર હતો, અને તે ખરેખરૂં હિંદી તથા ઘણું હુન્નરી કામ હતું. એ ચીજ મદ્રાસના નામદાર ગવર્નર સાહેબે રૂ. ૪૫૦) આપી ખરીદી હતી. સુખડના લાકડા ઉપરના કોતરકામના બીજા નમૂના વળી એથી પણ સુંદર હતા. ત્રાવણકોરની હુન્નરશાળામાંથી એક હાથીદાંતનો નકશી પ્યાલો આવેલો હતો તે સુંદર કારીગરીનો બીજો નમૂનો હતો. એ હાથીદાંતમાં ત્રાવણકોરના મહારાજાની સ્વારી કોતરેલી હતી. એ પ્યાલો મદ્રાસમાં સરકારી સંગ્રહસ્થાન છે તેને માટે રૂ. ૫૫૦) આપી ખરીદ કર્યો હતો. ઈતિયાપુરામના રાજાએ લોખંડના કોતરકામના હાથીના અંકુશોની એક જોડી મોકલી હતી, તે વિલક્ષણ કારીગરીનો નમૂનો હતો. કઠ્ઠણ લોખંડમાં સુંદર અને આશ્ચર્ય પમાડે એવું કોતરકામ એના ઉપર કરેલું હતું. વેલોરમાંથી માટીકામના સુંદર કારીગરીના નમૂના આવ્યા હતા; તેમજ મદ્રાસના કલાભુવનમાંથી જુદા જુદા હુન્નરી કારીગરોના કેટલાક સારા નમૂના આવ્યા હતા; અને નકશી લુગડાંના નમૂના તો એટલા બધા અને એવા સુંદર હતા કે તેવા માત્ર હિંદજ બનાવી શકે.

પરંતુ આ જાતની હુન્નરી કારીગરીની બાબતમાં હિંદે સાવચેતી રાખવી જોઈએ છીએ. આવી જાતની ચીજોને માટે દેશાવરી બજાર ખોળવું જોઈએ; પરંતુ પરદેશી ગ્રાહકને લલચાવવાનો પ્રયત્ન કરતાં કારીગર પોતાની હસ્તક્રિયા બગાડે તો તે દુર્દશા કહેવાય. વિલાયતનો સાધારણ મુસાફર પોતાના દેશમાં નવાઈની ચીજો લેઈ જવાની ખોળ કરતાં કોઈ કોઈ વખતે હિંદના નમૂનાને માલ વગરના ગણી તે તરફ તિરસ્કારથી જુએ છે; અને

યૂરોપના વ્યાપારીઓને માટે જે મુસાફરો ખરીદી કરવા આવે છે તે કિમ્મત ઘટાડવા માગે છે અને સોંઘી ચીજો માટે બૂમ મારે છે. જો હિંદનો કારીગર એવા વિલાયતના મુસાફરોના તિરસ્કારથી કે મુસાફર ખરીદદારની સોંઘી ચીજોની બૂમથી ઝટઝટ પોતાની કારીગરીમાં ફેરફાર કરતો રહે, તો તે હિંદી હુન્નરની અવદશા સમજવી; કેમ કે હિંદી પદ્ધતિ બાજુ ઉપર મૂકી યૂરોપની પદ્ધતિની આંધળી નકલ કરે, અથવા સોંઘું કરવા કંઈ ખુબી હોય તે મૂકી દે તો તેથી હિંદી હુન્નરની પનોતી બેઠી સમજવી. હિંદી હુન્નરનું કામ સારૂં છે, તેમજ યૂરોપના હુન્નરનું કામ પણ સારૂં છે, પણ જે કામ હિંદીએ નથી અથવા યૂરોપી પણ નથી, તે કોઈને ગમતું નથી. બંનેની મિશ્રિત જાત ઉત્પન્ન થવાનાં ચિન્હો દેશમાં દેખાય છે; અને તે દુર્દશા સમજવી. હસ્તચિત્રના અધિક પ્રસારથી એ બાબતમાં ખરાબી થઈ છે હિંદી કારીગર ઘણે ભાગે આંખને આધારે કામ કરતો હતો; અને તેના નમૂના કોઈ કોઈ વખતે આબેહૂબ નહિ હોય, પણ તે તાજા, ઉઠાવવાળા અને તરત જુદા પડી આવે એવા હોય છે. હવે આજકાલ વર્તુલયંત્ર બહુ વપરાતું દેખાય છે; તેથી ઘણી વખતે નમૂના એવા થાય છે કે તે જાણે હસ્તચિત્રની પોથી ઉપરથી આલેખેલા હોય એવા દેખાય છે, અને કામ એક સરખું તથા કંટાળા ભરેલું લાગે છે. પિત્તળની તાસકો હુન્નર માટે કેળવાયલી આંખની મદદથી જે જુદી જુદી જાતની નકશીની બનાવવામાં આવતી તે અનન્ય છે, પરંતુ આંકણી અને વર્તુલયંત્રની મદદથી હસ્તચિત્રની નકલનો ઘણો પ્રચાર થાય તો પછી રકાબીઓ યંત્રવડે દરકલાકે સેંકડો બનાવવામાં આવે તે સારૂં, અને હિંદ કરતાં બર્મીંગહામ એવી રકાબીઓની માગણી સારી રીતે પૂરી કરી શકશે. અલબત્ત સારા ભરતના કપડાની નકશી કોઈ વખતે માણસો અને જનાવરોની કંઈ પણ ચતુરાઈ વિનાની અને કબડોળ હસવા લાયક છબીઓથી બગાડવામાં આવે છે તેમાં સુધારો કરવો, તથા તેવી જાતના બીજા સુધારા કરવા એ સારૂં છે, પરંતુ જે બુદ્ધિશાળી પુરૂષો

હિંદી કારીગરોના સંબંધમાં આવતા હોય તેમણે હિંદી કામની ખાસિયત જતી રહે નહિ એ ઉપર ધ્યાન રાખવું જોઈએ; નહિ તો તે આખો ઉ-દ્યોગ દેશમાંથી પાયમાલ થઈ જશે.

નમૂનો એવો જોઈએ કે તે સંભવિત વસ્તુ કે કલ્પનાનું ચિત્ર હોય એ વાત હિંદી કારીગર ભૂલી જાય છે. દાખલા તરીકે, સને ૧૯૦૩-૪ ના મદ્રાસના પ્રદર્શનમાં એક નમૂનો સુંદર હતો, પરંતુ તેમાં ઉપર બતાવેલી ભૂલ જોવામાં આવતી હતી, અને તેથી તે કામ સારૂં દેખાતું નહોતું. એક નકશી મેજ હતો; ઘરની શોભાનું એક વજનદાર રાચ હતું. તેના પાયા નાનકડા હાથીઓની પીઠ ઉપર ઘણા સંકડાવીને ઊભા કર્યા હતા, એ બહુ અજુગતું દેખાતું હતું. ત્યાં બીજાં ઘણાં ઘરશોભાનાં નકશી રાચો હતાં, તે જોતાં પણ એવી કંટાળાની ભાવના થતી હતી.

હિંદી હુન્નરી કામ છેલ્લી વખતે સફાઈ આપવામાં બરાબર સંભાળ નહિ રાખવાથી પણ ઘણી વખતે ખરાબ દેખાય છે. આ દોષ એવો છે કે તેથી માલ દેશાવરમાં ખપવામાં ઘણી હરકત પડે; કેમ કે યૂરોપના લોકો જે વસ્તુઓની માગણી કરે છે તેમાં સફાઈ યોગ્ય રીતે આવે છે. દાખલા તરીકે, મદ્રાસના પ્રદર્શનમાં દેવળનો એક મોટો અને સુંદર પીત્તળનો નમૂનો મૂકવામાં આવ્યો હતો, તેમાં સફાઈની ટાંચ ખાસ જોવામાં આવતી હતી. પિત્તળની મૂર્ત્તિઓ બહુ સરસ હતી, તેમજ બધું કામ સરસ હતું; પરંતુ નિચે જ્યાં પિતળની તબકાની કીનારીઓ એક બીજાની સાથે કાટ-ખુણે વાળી હતી, તે જાણે આંગળીઓવડે જેમ તેમ વાળેલી હોય તેવી જણાતી હતી, અને તેમાં પોલાદના સ્ક્રૂ ઘાલેલા હતા અને તે પણ બરાબર ચપસીને બેઠેલા નહોતા.

હિંદુસ્તાનમાં ઘણી જાતના હુન્નરના ઉદ્યોગો છે તે સર્વે સંબંધી લ-

બાણથી વિવેચન કરવાની અત્રે જગા નથી, અને તેમ કરવાથી કંઈ લાભ પણ નથી. આ બાબતનું સર જ્યોર્જ બર્ડવુડનું સુંદર પુસ્તક છે, તેમાં સારી ભાષામાં વિષયના ખાસ જ્ઞાન સહિત તેનું સંપૂર્ણ વિવેચન કરેલું છે, અને હિંદના ઉદ્યોગોનું હિત જેઓને હૈયે હોય તે સઘળાઓએ તે પુસ્તક જાણવું જોઈએ. મદ્રાસના પ્રદર્શનમાં મોટા જથામાં ઘણી સુંદર ચીજો આવેલી હતી, તે જોતાં એવી સૂચના થતી હતી કે હિંદી કારીગરે આ અને પેલી બાબતમાં ઘણા સાવચેત રહેવાની જરૂર છે. હિંદના ઉદ્યોગના ભવિષ્યની આશાનો અર્થ એવો છે કે હિંદે તે બાબતમાં પશ્ચિમની રીતો દહાડે દહાડે વધારે ને વધારે દાખલ કરતા જવું જોઈએ; પરંતુ હિંદના હુન્નરના ઉદ્યોગની આશાનો અર્થ એવો છે કે તે બાબતમાં પરદેશી પદ્ધતિઓથી હિંદે દૂર રહેવું જોઈએ. ઉદ્યોગની સંવૃદ્ધિને માટે તો યંત્રો અને તે ચલાવવા વરાળયંત્રો હિંદે લાવવાં જોઈએ; પરંતુ તેનો હુન્નર જારી રાખવાને તો તે દેશ જેવો છે તેવોજ રહેવો જોઈએ. હિંદનું હુન્નરકામ ઘણું સુંદર છે, અને જો હિંદના હુન્નરી કારીગરોએ પોતાની કારીગરીની સત્તા કાયમ રાખવી હોય, તો તેમણે પોતાની કારીગરી ચોખ્ખેચોખ્ખી રાખવી જોઈએ. પોતાના નમૂના સ્વાભાવિક છે કે નહિ તે જોવું જોઈએ, અને પોતાનું કામ સારૂં સફાઈબંધ કરવાની કાળજી રાખવી જોઈએ.

# પ્રકરણ ૭ મું.

## હિંદી સંગ્રહસ્થાન.

આપણે હવે એવી કલ્પના કરીશું કે આપણા ગ્રામ્યજને પોતાના ગામમાં કેઈ ચીજ સારી રીતે બનાવી શકાશે તેનો શોધ ફતેહમંદીથી કર્યો છે, અને પોતાના ગ્રામ્યબન્ધુઓની મંડળીની સામેલગીરીથી કેટલીક સારી ચીજો બનાવવામાં તે ફાવ્યો છે. દષ્ટાંત તરીકે, આપણે ધારીશું કે તેનું ગામ દરિયા કિનારે આવેલું છે; ત્યાં ખાસ કરીને પુષ્કળ માછલાં થાય છે, અને ત્યાં માછલીનો ઉદ્યોગ ઘણો વધારી શકાય એમ છે; આપણે એમ પણ ધારીશું કે તેણે માછલાંના ડાબડાનો ઉદ્યોગ કરવા માંડયો છે. તે એ વસ્તુ બરાબર બનાવી શકે છે. તેણે સાર્દિન જાતની માછલીના ડબા હિંદુસ્તાનમાં કેટલા આવે છે તેની તપાસ કરી છે, અને તેને માલમ પડયું છે કે તે પુષ્કળ આવે છે; અને તેના જાણવામાં આવ્યું છે કે જો મોટા અને નાના ડબા સસતા બનાવી શકાય તો વેચાણ, ખાસ કરીને દરિયા કિનારા વિનાના શહેરોમાં પુષ્કળ થાય. સાર્દિન અને બીજી ઘણી જાતની ડબામાં ભરવા લાયક માછલીઓ તેના ગામના દરિયામાંના રેતીના ખડકોમાં ઘણી, થાય છે. એ એટલા મોટા જથામાં થાય છે કે હિંદના પશ્ચિમ કિનારા ઉપર સાર્દિન ખરેખરી ખાતરમાં વપરાય છે. ભોંયસિંગનું તેલ પણ તે જગાએ પુષ્કળ મળી શકે છે; અને સાર્દિનનો એક ડબો બનાવવામાં ખરેખરી રીતે ડબાની અને તેલની કિમ્મત કરતાં વધારે ખર્ચ આવે નહિ, કેમકે દરેક પેટીમાં જે માછલી આવે તેની કંઈ કિંમત પડે નહિ. તેણે માછલી બગડયા વિના શી રીતે રહે તથા તે ડબામાં કેવી રીતે રાખવી તે સંબંધી ખાસ માહિતગાર માણસની સલાહ મેળવી છે; અને ઘણી મુદત સુધી હોંશિયાર હાથે પ્રયોગો ઉપર પ્રયોગો કરાવીને તેણે પોતાનો

માલ ઘણો ઊંચા પ્રકારનો બનાવવા માંડ્યો છે. હવે બીજું તેણે શું કરવું જોઈએ? તેણે પોતાનો માલ આજુબાજુનાં શહેરોમાં વેચવાની તજવીજ કરવી જોઈએ; તે વેચનાર માણસોની તપાસ કરે છે. સારા સ્થાપિત થએલા પોતાનો માલ સારો છે કે નરસો છે તેની દરકાર વિનાના યૂરોપી અને પારસી દુકાનદારો દેશી બનાવટનો માલ પોતાની દુકાનની અભરાઈઓ ઉપર રાખવાના નહિ. તેઓ શા માટે રાખે? કેમ કે ઈટાલીની સાર્દિન માછલીના ડબાની કિમ્મત તેમનાં ઘરાકો આઠ આના આપે તો પછી અઢી આનાનો ડબો વેચવા કેમ રાખે? એક નાનો દુકાનદાર મહમદબક્ષ થોડા ડબા રાખે છે, અને પોતાની દુકાનની અનેક તરેહની ચીજોની સાથે અભરાઈ ઉપર નાંખી મૂકે છે.

મહમદબક્ષ દુકાનદારીએ કરે છે અને ફેરીઆનું કામ પણ કરે છે; અને બીજે દહાડે ફેરણીએ જાય છે ત્યારે ગાંસડીમાં આ હિંદી સાર્દિનની એક પેટી અજમાયશ તરીકે રાખે છે.

"સલામ, મેમસાહેબ!" એમ કહી મહમદબક્ષ એક ઇંગ્રેજ સન્નારી પોતાના ઓટલા ઉપર બેઠી બેઠી શિવે છે તેના મોં આગળ પોતાની ગાંસડી છોડવા માંડે છે. હિંદુસ્તાનમાં સામાન્ય રીતે ઇંગ્રેજ સ્ત્રીને ઘણો અવકાશ મળે છે તે પ્રમાણે આ સન્નારીને વખત હોવાથી તેણે પોતાનું સીવણકામ પોતાના ખોળામાં મૂક્યું, અને ફેરીઓ શી શી ચીજો લાવ્યો છે તે જોઈ ગમ્મત મેળવવા તેના માલ તરફ નજર નાંખે છે. મહમદબક્ષ ચતુરાઈથી અને ફેરીઆની રીત પ્રમાણે ધિમાશથી પોતાની જુદી જુદી ચીજો છોડે છે. કાગળ, પરબીડીઆં, લાખ, કાતરો, દોરો, ગલપટાનાં બટન, ટિકડિઓની શીશીઓ, સાબુના પાસલા, દીવાસળીની પેટીઓ, અને બીજી ચીજોની સાથે સાર્દિનની પેટી પણ તે સન્નારીના મોં આગળ રજુ કરે છે.

મેમ સાહેબ હસીને પૂછે છે કે પેલો સાર્દિનની પેટી ક્યાંથી લાવ્યા ? અને કોઈ હરાજીનો કચરો ઉપાડી લાવ્યો છે એમ ધારી તે પેટી હાથમાં લેઈ જોવાને પોતાનો હાથ લંબાવે છે. પરંતુ ડબ્બો નવો છે, અને તેના ઉપર ચોઢેલી ચીઠ્ઠી તે વાંચે છે. ચીઠ્ઠીમાં લખ્યું છે કે "સાર્દિન, રત્નપીલે અને કંપની, મચ્છલીપટણ." તે બાઈને આ મશ્કરી લાગે છે, ને હસતાં હસતાં પૂછે છે કે "શી કિમ્મત ?" મહમદબક્ષ નમ્રતાપૂર્વક જવાબ આપે છે કે "ત્રણ આના." મડમ સાહેબ, પોતાનો પતિ જે આરામખુરસીમાં બેઠો બેઠો વર્તમાનપત્ર વાંચવામાં ગુંથાઈ ગએલો છે, તેના ભણી ફરીને આનંદથી કહે છે કે "બર્ટી ! આ જુઓ, હિંદી સાર્દિન ! આજ સાંજરે ચા સાથે હું તમને થોડી આપીશ !" બર્ટી લગાર ગુસ્સો કરીને બોલ્યો કે, "ના મારે તે નહિ જોઈએ. આપણા ફિડો કુતરાને આપી જુઓ." મડમ સાહેબ કુતરાના નાક આગળ એક ડબ્બો ધરીને કહે છે કે "ગરીબ બિચારા ફિડોને ઝેર દેવું છે કે શું ?" અને સાર્દિન તિરસ્કારથી નિચે નાંખી દે છે; અને એક સોયોનું પડીકું અને દોરાની આંટી ખરીદ કરે છે.

મહમદબક્ષ પોતાની ગાંસડી બાંધે છે; અને આવો અનુભવ બે ચાર ઠેકાણે થાય છે એટલે સવારની ફેરણી પૂરી કરીને ઘેર જતા પહેલાં તો તેના મનમાં આવે છે કે આ સાર્દિનનો ધંધો ઘણો શરમ ભરેલો છે.

તૈયાર માલ બજારમાં લોકોને પસંદ પડે એવી રીતે દાખલ નહિ કરવાથી હિંદના વતનીઓએ ઊભા કરેલા ઘણાય ધંધા લાભકારક નિવડવાની આશાવાળા છતાં મંદ પડી જાય છે અથવા તદન પડી ભાગે છે એમ માનવામાં આવે છે. હિંદી ધોએલી ખાંડ, હિંદી ચા તથા બુંદ, હિંદી તમાકુની બીડીઓ અને બીજી જે વસ્તુઓ હિંદમાં યુરોપીઅન લોકો બનાવે છે તેનો પુષ્કળ ઉઠાવ થાય છે, કેમ કે બનાવનારા તેમનો માલ મોટા દુકાનદારો રાખે એવી તજવીજ કરે છે. પરંતુ, હિંદી બિસ્કિટ, હિંદી તાળાં,

અને એવી એવી બીજી ચીજો બજારમાં નાની દુકાનો સિવાય બીજે છુટક મળી શકતી નથી, તેથી તે સારા ખરીદદારના જોવામાં ભાગ્યેજ આવે છે. કેમકે એક યૂરોપીઅન સન્નારી પોતાની 'વિકટોરિયા' ગાડીમાં અને હિંદી ગ્રહસ્થ પોતાની ગાડીમાં બેઠાં બેઠાં પોતાને જે ચીજ જોઈતી હોય તેને માટે દૂકાને દૂકાને ભાગ્યેજ ભટકશે; તેઓ જે દુકાને પોતાનો મોભો સચવાય એવું હોય છે અને જ્યાં હવાવાળી જગામાં નમૂના એવી સારી રીતે ગોઠવેલા હોય કે તેમાંથી પોતાનો સોદો પસંદ કરવાનું ઝટ બની આવે ત્યાં આગળ ગાડી ઊભી રાખી ઉતરવાનું વધારે પસંદ કરે છે. બજારમાં નવી ઉત્પત્તિની ચીજ ધ્યાન ખેંચ્યા વિના પડી રહે, કેમ કે સામાન્ય રીતે નવી ચીજનો ઊંચા વર્ગના ખરીદદારોમાં ઉઠાવ થાય તોજ તે ફતેહમંદ નિવડે છે. હલકા વર્ગના દેશી લોકો થોડી ચીજોથી સંતોષ પામે છે અને વળી તેઓ નવા ફેરફારોને ચહાનારા હોતા નથી; માટે નવી ચીજો પ્રથમ ઊંચા વર્ગના લોકોમાં ફેલાવવી જોઈએ, અને પછી જેમ જેમ તે સસ્તી થતી જશે તેમ તેમ ધિમે ધિમે તેનો સ્વીકાર કરશે. દેશી ચીજ નજ લેવી એવી કંઈ મોટા લોકોને સામીપ્રીત હોતી નથી. દેશી બનાવટની ખાવાની વસ્તુઓ સુદ્ધાંત તેઓ વાપરે છે. દૃષ્ટાંત તરીકે, મદ્રાસમાં, ઘણી દેશી દુકાનો છે, તેમાં 'માઉંટરોડ' ઉપર એક દેશી દરજીનું કારખાનું છે. તે એક સુંદર મકાનમાં છે, અને તે તરેહ તરેહનાં નવી નવી ઢબનાં પોશાખોની પેઢી છે એમ શહેરમાં રહેનારા યૂરોપીઅન લોકો માને છે. વળી એક દેશી ઝવેરીઓની જવાહીરની ઘણી શોભીતી પેઢી છે, તથા એક પારસીની સુંદર ભરતકામની દુકાન છે, તે બંને ઠેકાણે ઊંચા વર્ગના યૂરોપીઅન ખરીદદારો ખરીદી માટે જાય છે. એક દેશી હલવાઈની દુકાન પણ છે, તે મોટા રસ્તા ઉપર આવેલી છે, અને તે હમેશાં સાફ રાખવામાં આવે છે તેથી ત્યાં આખા શહેરના લોકો ખરીદી માટે જાય છે. તે યૂરોપીઅન હલવાઈઓની પેઢી સાથે સારી રીતે હરિફાઈ કરી શકે છે અને એને ત્યાંથી

તે ઇલાકાના બધા ભાગોમાંથી ઊંચી જાતની મીઠાઈ મંગાવવામાં આવે છે; તેમજ એ રસ્તા ઉપર એક દૂધવાળો છે: એની જગા પ્રતિષ્ઠિત છે અને એનું દૂધ તથા માખણ સારાં છે તેથી તેનો માલ ઘણો ખપે છે; અને તેનો માલ શહેરના સારા સારા ઘણા લોકો લે છે, તથા બીજાં શહેરોમાં પણ જાય છે. પરંતુ જો કે થોડાક પ્રતિકૂળ વિચારવાળા મૂર્ખ લોકો સિવાય બીજાના મનમાં એવું કંઈ નથી કે આ માલ હિંદી છે માટે તે લેવો નહિ, તેમ છતાં હિંદી માલ ગમે તેવો સારો હોય તોપણ તે માલ સારી રીતે પોષણ થવા માટે તેને બજારમાં યોગ્ય રીતે દાખલ કરવાની કંઈ ઓછી જરૂર નથી. પરંતુ નાનો ઉદ્યમ ખીલવનાર સાધારણ રીતે આકર્ષક જગામાં ધંધો ઉઘાડવાને શક્તિવાન્ હોય નહિ, ત્યારે તેણે શું કરવું? હિંદી માલનું સંગ્રહસ્થાન સ્થાપન કરવાથી એ મુશ્કેલી દૂર થઈ શકે એવી છે.

આ બાબતમાં સંગ્રહસ્થાનનો શો અર્થ છે તે ઘણા વાચકો સમજી શકશે. સંગ્રહસ્થાન એટલે એક મોટી અને વગવાળી છુટક માલ વેચવાની દુકાન; એમાં વેપારની જુદી જુદી શાખાઓનાં એક બીજામાં ઉઘડે એવાં અનેક પ્રદર્શન-ગૃહો હોય છે; અને તેમાં ઘરાકની નજરે તરત પડે એવી રીતે બધી વેચવાની ચીજો ગોઠવેલી હોય છે. અલબત, ભાંજગડની માથાફોડ રાખવી ના જોઈએ; દરેક ચીજની કિમ્મત પ્રથમથી ઠરાવી રાખવી જોઈએ અને તેની ચીઠ્ઠી ચોઢી હોય તે પ્રમાણે અગર પત્રક પ્રમાણે તે વેચવી જોઈએ. જો એ પેઢી યોગ્ય રીતે ચલાવવામાં આવે તો મોટા શહેરમાં માલની ખપત એટલી બધી થાય કે કિમ્મત સોંઘી મૂકી શકાય. એવી દુકાનમાંથી માલ ખરીદ કરતાં ઘરાકને આનંદ ઉપજે છે. એ જગામાં એક એવો સગવડવાળો રસ્તો હોય છે કે તે રસ્તે થઈ ઘરાક બારણામાંથી બહાર નિકળ્યા સિવાય દરેક ખાતે ખાતે ફરી શકે છે. એક કાપડનું ખાતું, એક મોજાંનું ખાતું, એક લોખંડના માલનું ખાતું. એક શૃંગારી સામાનનું

ખાતું, એક ગાંધીનાં વસાણાંનું ખાતું, એક સુંદર ચીજોનું ખાતું, અને એ પ્રમાણે બીજાં ખાતાં હોય છે અને તે દરેકમાં જુદો જુદો માલ નજરે તરી આવે એવી રીતે ગોઠવેલો હોય છે. " સંગ્રહસ્થાન " એટલે જુદા જુદા કારીગરોએ બનાવેલો માલ વેચવાની માત્ર મોટી દુકાન. હિંદુસ્તાનમાં યૂરોપી મોટી મોટી દુકાનો હોય છે, તેમાંની ઘણીખરી વાસ્તવિક રીતે યૂરોપી માલ વેચવાનાં સંગ્રહસ્થાન હોય છે. મુંબાઈમાં અને હિંદનાં બીજાં કેટલાંક શહેરોમાં ખરેખરાં " સંગ્રહસ્થાનો " છે. હિંદુસ્તાનના હિતની વાત એ છે કે હિંદી માલનાં એવાં એવાં સંગ્રહસ્થાનો સ્થપાવાં જોઈએ. એથી હિંદમાં નાના પાયાપર ઉદ્યોગ કરનારને પોતાનો માલ પસંદ થએ વેચવા મૂકવાની સુગમતા પડે, અને મહમદબક્ષ જેવાની દરિદ્રી દુકાનમાં રાખવા કે ફેરીઆની ગાંસડીમાં મૂકવા કરતાં ઘણી સારી રીતે માલ બજારમાં દાખલ કરી શકાય.

સારે નશીબે, એની શરૂઆત થઈ ચૂકી છે. સને ૧૯૦૧ માં કલકત્તામાં કાન્ગ્રેસના સંબંધમાં જે ઉદ્યોગનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું તેના વગર લવાજમે નિમાયલા મંત્રી, બૅરિસ્ટર થએલા અને ઓક્સફર્ડની મહાવિદ્યાલયની 'માસ્ટર ઑફ્ આર્ટ્સ' ની કે 'એમ. એ.' ની પદ્વી મેળવેલા એવા એક ગ્રહસ્થ નામે મી. જે. ચૌધરી હતા. જ્યારે પ્રદર્શનનું કામ પતી રહ્યું, ત્યારે તેમણે હિંદી બનાવટના માલનું વેચાણ હિંદમાં અને પરદેશમાં કરવા માટે એક દુકાન સ્થાપવાનો વિચાર કર્યો હતો. એ માટે 'ઈંડિયન સ્ટોર્સ, લિમિટેડ" એ નામથી સને ૧૯૦૨ ના જુન માસમાં એક કંપની રજીસ્ટર કરાવી હતી, તેના ડાયરેક્ટરોમાં બે મહારાજા છે, અને તેમાંના એક તો કાયદા બાંધનારી સભાના સભાસદ છે. તેમાં ધંધાની માહિતીવાળા ચાર ગ્રહસ્થો છે; એક સોલીસીટર છે, અને એક ઉપર કહેલો બેરિસ્ટર છે. એ છેલ્લો ગ્રહસ્થ એ કંપનીનો મંત્રી અને વહિવટ કરનાર ડાયરેક્ટર છે; અને તેનો હિસાબ તપાસનારા સનંદવાળા હિસાબી યૂરોપિયન ગ્રહસ્થોની આબરૂદાર પેઢી છે. એ

ઉપરથી જણાય છે કે કંપનીની સ્થાપના એવી છે કે તેના ઉપર ભરૂસો ઉત્પન્ન થાય, તેના હેતુઓ નીચે પ્રમાણે છેઃ—

(૧) મુખ્યત્વે કરી હિંદી હુન્નરની, બનાવટની, અને નિપજની વસ્તુઓ ભેગી કરવી, અને એવી ચીજો વેચવાની દુકાનો કે પ્રદર્શનો ઉઘાડવાં.

(૨) એવી ચીજો વેચવાની અને ખરીદવાની હિંદુસ્તાનના કોઈ ભાગમાં આડતો સ્થાપવી, અને સામાન્ય રીતે આડતીઆનું કામ કરવું.

(૩) એવી ચીજો પરદેશ ખાતે ચઢાવવી અને બીજી આ દેશમાં લાવવી તથા તે કામ કરવા સારૂ, જરૂર પડે તો હિંદુસ્તાનની બહાર પણ આડતો સ્થાપવી.

(૪) હિંદી હુન્નરની, કારીગરીની, અને પેદાશની કંપનીને જોઈતી ચીજો મેળવવાના હેતુથી, હિંદી કારીગરોને, હુન્નરીઓને, માલ બનાવનારાઓને, અને ધંધાદારોને હરેક રીતે મદદ કરવી.

(૫) કંપનીના કામકાજના સંબંધનાં કારખાનાં અને કારીગરી–ગૃહો સ્થાપન કરવાં.

(૬) કંપનીના અને હિંદી વ્યાપાર રોજગારના હિત માટે હિંદી હુન્નરની, બનાવટની તથા પેદાશની ચીજો નિપજાવવાની સુવ્યવસ્થા કરવાને અને નિપજ વધારવાને તથા તેવી ચીજોનો ખપ વધારવાને જરૂર જણાય કે યોગ્ય લાગે તેવી કંપનીઓ, ટ્રસ્ટો કે મહાજનો, તથા બીજી સાર્વજનિક મંડળીઓ, સંસ્થાઓ કે ઐક્યો સ્થાપન કરવામાં ઉત્તેજન આપવું.

(૭) અને કંપનીનું કામકાજ તથા હિંદી વ્યાપાર રોજગારની મર્યાદા વધારવાના હેતુથી બીજી હરેક રીતે હિંદી ઉદ્યોગો, હુન્નર અને કારીગરોને ઉત્તેજન આપવું, તેમનું સંરક્ષણ કરવું, તેમનો પુનરૂદ્ધાર કરવો, તથા તેમની સંવૃદ્ધિ કરવી.

એ કંપની કાયદા પ્રમાણે નોંધાવવામાં આવી એટલે તેના ડાયરેકટરોએ ઠરાવ કર્યો કે એક લાખ રૂપીઆના શેર ભરાય કે તરત કામ શરૂ કરવું. ઘણી ટૂંકી મુદતમાં એ રકમ ભરાઈ ગઈ, અને ૧૯૦૨ ના સપ્ટેંબર માસમાં કામ શરૂ થયું. વર્ષ આખરે તપાસેલા હિસાબ ઉપરથી જણાય છે કે ભરેલી પુંજી ઉપર દર સેંકડે દર વર્ષે આસરે બાર ટકા પ્રમાણે ચોખ્ખી કમાણી થઈ; અને એ નફાની રકમ 'રીઝર્વ ફંડ' કે સંચિત પુંજી ખાતે લેઈ જવામાં આવી. એ પ્રમાણે શરૂઆત સારી થઈ છે; અને જો જે પ્રમાણે શરૂઆત થઈ છે તે પ્રમાણે કંપની જારી રહેશે તો માત્ર કંપનીને નહિ, પણ આખા હિંદુસ્તાનને સંતોષ માનવાનું કારણ છે.

હિંદુસ્તાનનાં જુદાં જુદાં શહેરોના સાહસિક શહેરીઓએ લક્ષમાં લેવાનું એ છે કે જો તેઓ પોત પોતાના શહેરોમાં સંયુક્તપણે સંગ્રહસ્થાનો સ્થાપન કરે તો તેથી તેમને પોતાને નફો થાય અને તે સાથે હિંદી વ્યાપારને પણ ઘણો લાભ કરી શકાય. પરંતુ હિંદી સંગ્રહસ્થાન જેમ વધારે મક્કમ હશે, તેમ તેનું કામ વધારે ફળદાયક નિવડશે; તેથી કલકત્તાની કંપનીની હરીફાઈમાં નાનાં નાનાં ખાતાંઓ સ્થાપન કરવા કરતાં તો એવા સાહસિક નરો તે કંપનીને ટેકો આપી મજબુત પાયા ઉપર મૂકે એ સારૂં. જુદે જુદે સ્થળે સ્થાનિક સંગ્રહસ્થાનો સ્થાપન કરી કલકત્તાની કંપની સાથે સંયુક્તપણે કામ કરવાથી અંતે એક એવું મોટું 'હિંદી સંગ્રહસ્થાન, નિયમિત જવાબદારીવાળું' બને કે તે આખા હિંદુસ્તાનમાં જ નહિ પણ આખી દુનીઆની વ્યાપારી આલમમાં પ્રસિદ્ધિ પામે.

ફેરીઓ મહમદબક્ષ બડબડાટ કરશે, કેમ કે એવાં સંગ્રહસ્થાનો એની ગાંસડીની જબરી હરિફાઈ કરી શકશે. પરંતુ આખા હિંદુસ્તાનના ઉત્પાદક કારીગરોના હિતના મુકાબલામાં એવા નાના નાના ફેરીઆઓનું હિત ધ્યાનમાં લેવા લાયક લાગતું નથી: વળી જો કારીગરીનો માલ બજારમાં દાખલ કરવાનું

સારૂં સાધન થાય તો તેમની સંખ્યા વધતી જાય. પરંતુ મહમદબક્ષને પણ નિરાશ થવાનું કારણ નથી: કેમ કે, મડમ સાહેબ તો હમેશાં નમતો પહોર થતા સુધી પોતાની ઓસરીને છાંયડે બેઠાં બેઠાં નાની નાની ખરીદીઓ કર્યે જવાનાં; એટલે હવે મહમદબક્ષ પોતાની ખાંધે પોતાના માલની પેટી લઈને ફરવાને બદલે કંપનીના માણસ તરીકે કંપનીના નામવાળી હાથગાડી લઈ ફરશે તેથી તે સારો ધંધો કરી શકશે. હવે એની માછલીઓને કુતરાને નાકે લગાડવામાં નહિ આવે, અને સોયોના પડીકાની તથા દોરાની આંટીની ફેરણીની ગાંસડીમાંથી જે નફો મળે તેના કરતાં હવે તેને વધારે નફો મળશે.

જેમ વધારે વધારે વિચાર કરીએ છીએ, તેમ એક ભવ્ય હિંદી સંગ્રહસ્થાનનું સંભવિતપણું વધારે વધારે જણાય છે; એની શાખા હિંદુસ્તાનના દરેક શહેરમાં અને વળી દરેક કસ્બામાં થઈ શકે. એવી કંપની હિંદી વ્યાપારની આબાદીનું એક જબરૂં સાધન નિવડે; અને ઉત્પાદકશક્તિને ઘણું બળ આપે. આપણા ગ્રામ્ય સ્વદેશાભિમાની જેવા નાના નાના ઉદ્યમીઓને તે એક સલાહકારક સંસ્થા થઈ પડે. પોતે જે વસ્તુઓ બનાવવાનો છે તે બજારમાં ખપવાનો કેવો સંભવ છે તે સંબંધી એવી સંસ્થાની તે સલાહ લેઈ શકે છે, અને જો તે ચીજો બજારમાં મૂકવા લાયક હશે તો તે વેચવા માટે આડતીઆ તરીકે કામ કરવાને એ કંપની તૈયાર છે. હિંદી ઘરાક એક આકર્ષક ગૃહમાં દાખલ થાય છે, અને ઓછામાં ઓછી કિમ્મતે ભરૂંસાવાળો માલ ખરીદ કરી શકે છે. એ સંસ્થાઓ પોતે દેશાવરો ખાતે પોતાનો માલ વ્યાપારીને ભાવે ચઢાવી શકશે, એટલુંજ નહિ પણ બીજા દેશાવરી વ્યાપારીઓના સંબંધમાં તેઓ જે જે ચીજો દેશાવર ખાતે ચઢાવતા હશે તે તે ચીજોના પ્રદર્શનનું કામ સારશે.

કદાચ, સાવચેતીના એક બોલની જરૂર લાગે છે; કેમ કે આપણામાં એક ભયંકર રાક્ષસ ઉત્પન્ન ના થાય તેની સંભાળ રાખવી જોઈએ. આપણે

ધ્યાનમાં રાખવું જોઈએ કે આપણે જેવા હિંદી સંગ્રહસ્થાનનો વિચાર કરીએ છીએ તેવા સંગ્રહસ્થાનના હાથમાં જો હિંદના ઉદ્યોગો એક વાર આવી ગયા તો તેની સત્તા ભયંકર થઈ પડે છે અને તે સાંસારિક તથા રાજકિય સ્થિતિ ઉપર ખરાબ અસર કરે છે. ન્યૂયોર્કમાં "ટમાની હોલ" છે અથવા મેલ્બોર્નમાં "ટ્રેડસહોલ" છે તેની આપણે હિંદી આવૃત્તિ જોઈતી નથી. ન્યૂયોર્કમાં "ટમાની હોલ" ની સંસ્થા પ્રથમ ઉદ્યોગી પેઢી તરીકે સ્થાપન કરવામાં આવી હતી; તે ધિમે ધિમે એટલી તો બળવાન્ અને સાથે સાથે અધમ થઈ, કે તેથી આખા શહેરમાં ત્રાસ વર્તાઈ રહ્યો. તેજ પ્રમાણે મેલ્બોર્નમાં 'ટ્રેડસહોલ'-ની સંસ્થા પણ પ્રથમ ઉદ્યોગી પેઢી હતી અને તે પણ ધિમે ધિમે એટલી સત્તાધિકારી થઈ કે આખા વિક્ટોરિયા પ્રાંતને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવી અને એક વર્ષથી પણ ઓછી મુદત ઉપર મોટી રેલ્વેની હડતાળથી આસ્ટ્રેલિયાનો કાર્યવ્યવહાર અટકાવી શકી હતી. એ વાત ખરી છે કે એક નિર્દોષ હિંદી સંગ્રહસ્થાનની બાબતમાં એવો સંભવ માનવો એ આગળ પડતું લાગે છે, પરંતુ સાવચેતી રાખવી એ સારૂં છે. એમ બનવું કંઈ અશક્ય નથી કે હિંદી સંગ્રહસ્થાન થોડાના અધિકારમાં આવી જાય અને એક ઉદ્યોગનું એવું ગૃહ થાય કે જે પેઢીઓ ઉદ્યોગની વૃદ્ધિ કરનારી ના હોય પણ શ્રીમંત હોય તેની નિર્માલ્ય પેદાશોને આગળ પાડે, અને નાના નાના તેમના હરિફોની સુંદર પેદાશોની અવગણના કરે; એમ પણ બનવું અશક્ય નથી કે એ પેઢીમાં આગળ જતાં એવો વખત પણ આવે કે હલકા નોકરોને લાંચ આપ્યા સિવાય એક નાનો કારીગર પોતાનો માલ તેમાં દાખલ કરી શકે નહિ; વળી એમ બનવું અશક્ય નથી કે હાલની કંપનીને, અલબત, બાતલ રાખી વાત કરીએ તો ડાયરેક્ટરો પોતે ગેરવ્યાજબી રીતે વાર્ષિક ફાળાની રકમો વધારી મૂકે, ખાનગી હક્કસાઈઓથી પોતાની આવક વધારી દે, અથવા પોતાની ડાયરેક્ટરની પદ્વીનો ગેરઉપયોગ કરી આખા દેશમાંના પોતાના તાબાના નોકરોનો રાજકિય પ્રશ્નોમાં પોતાના લાભમાં ટેકો મેળવે. આ બધા માત્ર દૂરના સંભવો છે; અને

એવા દૂરના સંભવોથી હિંદી વ્યાપારની હાલની સંવૃદ્ધિ કરવામાં કંઈ બાધ નડવો ના જોઈએ; પરંતુ યોગ્ય સાવચેતી રાખવી મુનાશબ છે; અને એકાદ " હિંદી સંગ્રહસ્થાન " મોટા પાયા ઉપર મૂકાય તો તેમાં ડાયરેક્ટરો એક સ્થળમાંથી જ નહિ, પરંતુ જુદી જુદી કોમમાંથી અને હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાંથી પસંદ કરવામાં આવશે એવો એક નિયમ એના બંધારણના ઠરાવોમાં સાવધાની તરીકે પહેલેથીજ રાખવો એ સારૂં છે; વળી એમ પણ ઠરાવવું જોઈએ કે જેને કંઈ નવી વસ્તુ મૂકવાની હશે તેને મહિનાના કે અઠવાડીઆના અમુક દહાડે તપાસનાર મંડળીના રૂબરૂ આવવાની છુટ છે; અને જે કામકાજ થાય તેને સાધારણ રીતે જેટલી બને તેટલી પ્રસિદ્ધિ આપવી.

ખચીત હિંદી સંગ્રહસ્થાનની આબાદીમાં હિંદી ઉદ્યોગોની આબાદીનું મહત્વનું કાર્ય સમાયલું છે; એટલા માટે પોતે આગેવાન થઈ આ કાર્ય ઉપાડી લેવા યોગ્ય છે એમ સ્વદેશાભિમાની સજ્જનો વિચારે તો સારૂં.

---

## પ્રકરણ ૭ મું.

## હિંદુસ્તાનના ગ્રાહકો.

હિંદના ઉદ્યોગીઓનો મુખ્ય હેતુ એ હોવો જોઈએ કે હિંદના ખપની દરેક ચીજ પૂરી પાડવી; કેમ કે અતિ વિશાળ અને ભિન્ન ભિન્ન દ્રવ્યો છતાં હિંદ જેવો મહાન્ દેશ પરદેશોના બજારોમાં મોટો ખરીદદાર હોય એ અર્થશાસ્ત્રની આંખે જોતાં ઘણું શરમ ભરેલું છે, એમ કહેવામાં હિંદ માટે સંરક્ષક જગાતની સૂચના નથી. નિર્બાધિત વ્યાપાર એજ અચલિત નિયમ હોય તો પણ હિંદનાં દ્રવ્યો એવાં છે કે જો હિંદના ઉદ્યોગો સારી રીતે ચલાવવામાં

આવે, તો પરદેશી આયાતો એનાં મેળે ઓછી થતી જાય; અને જ્યારે એક વાર દેશી હિંદી લોઢાને વ્યવહારૂ રૂપ મળ્યું, ત્યારે હિંદના સ્વાધારનો દિવસ ઊગ્યો સમજવો. એટલા માટે, હિંદના મુખ્ય ગ્રાહકો તો તેની સીમાઓની અંદરની વસ્તીજ હોવી જોઈએ; અને પરદેશી પ્રજાઓ તો બીજા દરજ્જાના ગ્રાહક હોઈ શકે; કેમ કે તેમને તે પોતાની વધારાની ચીજો મોકલશે. એ વાત નક્કી છે કે હિંદનો નિકાશ વ્યાપાર અગાઉથીજ ઘણો મોટો છે. અનાજ, ચામડાં, રૂ, અને એવી એવી બીજી પેદાશો દેશાવરો ખાતે જથાબંધ નિકાશ થાય છે; પરંતુ આપણે ખેતીવાડીની અથવા જનાવરની પેદાશોનો નહિ પણ ખાસ કરીને ઉદ્યોગોની બનાવટી ચીજો સંબંધી વિચાર કરીએ છીએ. હિંદની ખેતીવાડી અતિ ભવ્ય છે; હવે ઘાટ ઘડવાના ઉદ્યોગોમાં તેને મહાન્ પદ મેળવવાનું છે. પોતાનીજ સીમાંતરમાં હિંદમાં ત્રણ જાતના ગ્રાહકો છે: તેમનાં નામઃ—

૧ હિંદના વતનીઓ.

૨ હિંદમાં વસનારા યૂરોપિયનો.

૩ સરકારો, મ્યુનીસીપાલીટીઓ, કે સુધરાઈ ખાતાંઓ, અને જાહેર કંપનીઓ. એ બધાની ઉદ્યોગી હિંદ સેવા બજાવી શકે છે.

હિંદનો વતની પ્રથમ કરતાં હવે વધારે મોટો ખરીદદાર બન્યો છે, અને વર્ષે વર્ષે તેના ખપની ચીજોમાં વધારો થતો જાય છે. સુમારે એક સૈકા અગાઉ જ્યારે ઇસ્ટ ઈંડિયા કંપનીના હિંદી વ્યાપારના ઇજારા સંબંધી ચર્ચા ચાલતી હતી ત્યારે કર્નલ મન્રો—પાછળથી મદ્રાસના પ્રખ્યાત ગવર્નર સર થોમસ મન્રો-એમણે નીચે પ્રમાણે લખ્યું છે:—

“ કોઈ પ્રજા જે વસ્તુ પોતે સોંઘી અને સારી પૂરી પાડી શકે તે વસ્તુ બીજા પાસેથી લેશે નહિ. હિંદમાં તેના રહીશોને જે જે ચીજ જોઈએ છીએ તે ચીજ ઘણું કરીને યૂરોપ કરતાં વધારે સસ્તી અને સારી થાય છે. એમાં

રૂ અને રેશમની તમામ બનાવટો, ચામડું, કાગળ, પીતળનાં અને લોખંડનાં ઘરમાં વાપરવાનાં વાસણો, તથા ખેતીવાડીનાં હથિયારો આવી જાય છે. તેમના જાડાં ઊનનાં કપડાં ખરાબ હોય છે, પણ તે બહુજ સોંઘાં હોય છે તેથી બજારમાં હમેશાં ટકી રહેશે; તેમની ઝીણી કામળીઓ આપણા કરતાં વધારે ગરમ અને વધારે ટકાઉ હોય છે.

કાચના સામાનની માગણી થોડી હોય છે; માત્ર ઘણા થોડાજ મુખ્ય દેશીઓ તે વાપરે છે. તેઓ પણ ફક્ત ચાટલાં અને દીવા રાખે છે, અને જે લોકો યૂરોપિયનોના થોડા સહવાસમાં આવ્યા હોય છે તેઓજ એવી ચીજો ખરીદ કરે છે. તેઓ એ ચીજો રાખે છે તે પોતાના શોખની ખાતર નથી રાખતા, પણ તેમના યૂરોપિયન ભાઈબંધો જ્યારે પ્રસંગોપાત મળવા આવે ત્યારે તેમને દેખાડો કરવાની ખાતર રાખે છે; બીજા પ્રસંગોએ તે નકામાં ઠીકરાં ગણી બાજુએ મૂકી છાંડવામાં આવે છે. નાતના સંસ્થાને લીધે અને દેશની હવાને લીધે સાદાઈથી રહેવાની રીત તેમનામાં છે, તેથી ઘરના અને મેજના શૃંગાર માટે આપણે જે શૃંગારી ચીજો અને સરસામાન જોઈએ છીએ તે સઘળું હિંદુને તદન અણખપતું થઈ પડે છે. નીચાં માટીનાં ઘરોમાં રહેવાનું અને ભોંય ઉપરજ બેસીને જમવાનું એટલે આપણામાં જે જુદી જુદી ચીજો વપરાય છે તેનો તેમને ખપ પડતો નથી. તેમને મેજો હોતા નથી; તેમનાં ઘરોમાં સરસામાન હોતો નથી. માત્ર શ્રીમંતોના ઘરોમાં એક નાની શેત્રંજી, થોડીક સાદડીઓ અને તકિયા હોય છે. હિંદુઓ એકલા જમે છે, નાતમાં ખુલ્લી હવામાં જમે છે, અને કેટલાક છાયા નીચે પણ જમે છે. રકેબીઓને બદલે પત્રાળાંમાં જમે છે. પરંતુ આ કદાપિ કંપનીના ઇજારાને લીધે યૂરોપિયનોના જુલમથી ગરીબ થઈ ગએલા એવા અભાગિયા દેશીનું ચિત્ર હશે ? ના. હિંદના હરકોઈ ભાગના ઊંચામાં ઊંચા અને શ્રીમંતમાં શ્રીમંત દેશીનું પણ એના જેવુંજ સમજવું. રાજ્યના કારભારીનું પણ એવુંજ છે. તેનું

રહેઠાણ ઝુંપડા કરતાં કંઇક સારૂં હોય છે. દીવાલો નાગી હોય છે અને ભોંયતળીઉં થંડું રહે માટે દરરોજ સવારમાં પાણી અને છાણથી લીંપાય છે. ઘરમાં કંઇ સામાન નથી હોતો. તે જેને ખપ હોય તેને અનાજ આપે છે, પરંતુ પોતાના મિત્રોને મોટી ઉજાણીઓ આપતો નથી, તે ઉપરનું અંગરખું ઉતારી વેગળું મૂકે છે, અને કેડ ઉપરના ધોતીઆ સિવાય બીજું કંઇ રાખ્યા સિવાય અર્ધનગ્ન નીચે બેસે છે. અને ભોંય ઉપર ખુલ્લા આકાશ નીચે પોતે એકલો જમે છે.

સર્ થોમસ મન્રો મનુષ્યોનું અને રીતરી વાજોનું બારિક અવલોકન કરનાર હતો; અને તે સ્પષ્ટ તથા જુસ્સાદાર લખનાર હતો. જેઓને બે દાયકા કરતાં વધારે વર્ષ ઉપરની હિંદુસ્તાન સંબંધી માહિતી નહિ હોય તેઓ પણ તરત જોઈ શકશે કે સર થોમસ મન્રોનું વિવેચન તેઓના વખતની વસ્તુસ્થિતિનો ખરેખરો હેવાલ લાગે છે. ખરેખર, વર્ણન હાલના જમાનાની સ્થિતિનું તદન હાસ્યજનક ચિત્ર નથી; પરંતુ હાલ પણ ગામડાંઓમાં લોકોની જરૂરીઆતો થોડી છે. હાલમાં પણ ગામડાનો ગ્રહસ્થ નાગી દીવાલોવાળા ઘરમાં રહે છે છતાં તે એક ખંડ કલેકટર જમાબંધીની ફેરણી ઉપર આવે ત્યારે તેની, અથવા એવા કોઈ યૂરોપિયન અમલદારો, કે મુસાફરો કે શિકારીઓ વખતે વખતે તેની મુલાકાતે આવે ત્યારે તેઓની આગતા સ્વાગતા માટે મોટા મોટા આયનાઓ અને હાંડીઓ લટકાવી શોભીતો કરી રાખે છે. પરંતુ હિંદ જો કે જૂના રીવાજોને વળગી રહેનારૂં છે છતાં કેળવણી પામેલું હિંદ સર થોમસ મન્રોના દહાડા કરતાં ઘણું ફરી ગયું છે, અને તે વખતે બનાવેલા માલનો જેવો ખરીદદાર હતો તેના કરતાં હાલ જુદો છે. લેંકેશાયરમાં મીલોની આબાદી થવાથી હિંદનો રૂનો જે હસ્તકૃત માલ સર થોમસ મન્રોના દહાડામાં "યુરોપના કરતાં સોંઘો અને સારો બનતો" તે માલ હરતાઈ ગયો, એટલુંજ નહિ પણ યૂરોપના બનાવટની બીજી ચીજોની માગણી તે વખતના કરતાં અતિશય વધી પડી છે. મન્રોના વખતમાં "કાચના સામાનની

માગણી થોડી હતી, " પરંતુ હાલ તો તેની માગણી અતિ ઘણી છે. સોંઘું કેરોસીન તેલ અને સોંઘા કાચના દીવાઓ આવવાથી જમાનો ફરી ગયો છે. કદાપિ ગરીબ મજુર અંધારે અજવાળું કરવા માટે કચરાના કોડીઆમાં દેશી દિવેલ પૂરીને વાટ સળગાવી સંતોષ માનતો હશે, પરંતુ કેરોસીન તેલનો દીવો દરેક કસ્બામાં પેસી ગયો છે અને ગામડાઓમાં પણ તે સાધારણ થઈ પડયો છે. દરેક 'મોટા બજાર' માં કાંઈ નહિ તો એક પણ દીવાની દુકાન હોય છે, અને તેના વ્યાપારમાં સારી કમાણી થાય છે. ફક્ત દીવાની ચીમનીઓ બનાવવામાં આવે તો હિંદમાં મહા મોટો ઉદ્યોગ જાગે. વળી, એકલા દીવા અને આયનાઓનીજ માગણી નથી. કસ્બાના ઊંચા અને મધ્યમ વર્ગના હિંદીઓને સોડાવૉટરનો અને વખતે વ્હિસ્કી કે બ્રેન્ડીની જાતના માદકપાનનો પણ શોખ લાગવા માંડયો છે: એટલે કાચના પ્યાલાઓ અને શીશીઓનો ઢગલાબંધ ખપ જાગ્યો છે. વળી, સારાં મકાનોમાં, જૂના જમાનામાં જ્યારે વર્ષાદને અટકાવવો હોય ત્યારે અજવાસ પણ અટકતો એવાં બારીઓનાં બારણાં કરતા તેને બદલે હવે કાચની તકતીનાં બારણાં કરવામાં આવે છે, અને સારી દુકાનોમાં ધૂળવાળી અભરાઈઓને બદલે કાચની તખતીની દર્શન-પેટીઓ મૂકવામાં આવે છે. મત્રોના દહાડામાં હિંદી ગૃહમાં માત્ર એક પિતળની થાળી, એક પિતળનું જળપાત્ર, અને કેળની પત્રાળીઓ એટલું મ્હા વખતે અને જમણ વખતે બસ થતું. પત્રાળાં હજી પણ વપરાય છે, પણ રકેબીઓ તથા પ્યાલાનો વાપર થતો જાય છે. દરેક બજારમાં એક કે બે મ્હાની દુકાનો હોય છે, અને છાજલી ઉપર પ્યાલા તથા રકેબીની હાર ગોઠવેલી હોય છે. એ વાત નિ:સંશય છે કે હજી પણ આંગળીઓ વડે ખોરાક થાળીમાંથી લેઈ મ્હોમાં મૂકવામાં આવે છે; તેથી જે હિંદીઓએ યૂરોપિયનોના રીતરીવાજો ગ્રહણ કર્યા છે તેઓના સિવાય બીજા કોઈ લોકોમાં ચમચા અને કાંટાનો ખપ પડતો નથી. જમણ વખતે એના વાપરની પણ હવે શરૂઆત થવા માંડી છે. દેશી બનાવટના સફાઈ વિનાના જે કાગળો મત્રો લખે છે કે હિંદની

ખપત પૂરી પાડતા હતા તે કાગળો હાલ તો માલનાં પડીકાં બાંધવા સિવાય બીજા સારા કામમાં ભાગ્યેજ વપરાય છે; અને આબરૂદાર દેશી ગ્રહસ્થોમાં પત્રવ્યવહાર માટે નોટપેપર કે ફુલ્સકેપ સિવાય બીજા કાગળો વાપરે એવા હાલમાં ઘણા થોડા મળી આવે. હિંદમાં જે મોટા ફેરફાર થયો છે તે ઉઘાડો જણાઈ આવે છે, રહેણીની પદ્ધતિ દહાડે દહાડે ઊંચા પ્રકારની થતી જાય છે. એ ફેરફારથી હિંદને લાભ છે કે નહિ, અને એથી હિંદ વધારે સુખી થયો કે નહિ તે પ્રશ્નોનું વિવેચન કરવાની આ જગા નથી. આપણી આગળ તો હિંદની ખપતોનો પ્રશ્ન છે, અને તે દહાડે દહાડે વધતી જાય છે એ વાત ખરી છે; અને તેથી આગળના સમયમાં બનાવેલી ચીજોની જેટલી માગણી હતી તેના કરતાં હાલ વધારે છે. હિંદે એ ખપતો પૂરી પાડવી જોઈએ. હિંદના શહેરોની વસ્તી ઝડપથી વધતી જાય છે, અને જે ગામડિયો શહેરમાં જાય છે તે તેના બાપદાદાએ દીઠી પણ ના હોય એવી ઘણી ચીજોની ખપત વ્હોરી લાવે છે. તે બાપના કરતાં સારાં અને વધારે લુગડાં પહેરે છે, અને તેના દરરોજના જીવનમાં હવે તેને ઘણાં વધારે સુખો જોઈએ છીએ. એનો બાપ ઘરના ઓટલા ઉપર પડી રહેતો, ત્યારે તે દહાડાના કામથી પરવારી ઘેર પાછો આવે છે એટલે આરામખુરસીમાં આડો પડે છે. એના બાપે જો કદિ કંઈ લખ્યું હશે, તો તે ઢીંચણ ઉપર પાંદડું મૂકી લખેલું, ત્યારે હવે તેને તો લખવા બેસવા મેજ જોઈએ છીએ. એનો બાપ માટીના કોડિયાના દીવા આગળ બેસી આંખો તાણી વાંચતો હતો, ત્યારે તે તો હવે વાંચન-દીપ આગળ બેસી સુખચેનથી વાંચે છે. એનો બાપ પાણીથી શરીર ચોળી ન્હાતો હતો, ત્યારે તે સાબુ ચોળી ન્હાય છે. એનો બાપ નગારૂં કે હાથની ચપટીઓ વગાડતો, ત્યારે તે કદિ કદિ સારંગી બજાવે છે. એનો બાપ સૂર્યથી કે તારાથી વખતનું અનુમાન કરતો, ત્યારે તે વખત જોવા ઘડિયાળ રાખે છે દરેક હિંદી વાંચનાર પોતાને માટે એ ચિત્ર પૂરૂં આલેખી શકશે, અને તે ઉપરથી તેને માન્ય કરવું પડશે કે જો હિંદ પોતાની ખપતોજ પૂરી પા-

ડવામાં ફતેહમંદ નિવડે અને દેશાવરથી આયાત થોડી કરે અથવા બિલકુલ ના કરે, તો હિંદ જે માલ બનાવે તેનો મોટો ભાગ એકલા હિંદી ગ્રાહકોમાં ખપી જાય.

આ દેશમાં જન્મેલા અને યૂરેશિયન એ સિવાયના યૂરોપિયન લોકોની વસ્તી થોડી છે, પરંતુ તે લોકોને મોટા પગાર મળે છે અને તેઓ ખર્ચાળ શોખવાળા છે. તેઓ સારા ખરીદદાર છે, તેથી તેમની આખી ઘરાકી હિંદને મળે તો સારૂં. હિંદમાં યૂરોપિયનનો પગાર, એટલા દરજ્જાના દેશીના પગાર કરતાં સરેરાશ દશ ગણો હોય છે. શરૂઆતમાં માસિક પચ્ચીશ રૂપીઆના પગારથી નોકર રહેનાર દેશી ગ્રેજ્યુએટ મળી શકશે, પરંતુ શરૂઆતમાં અઢીસેં રૂપીઆથી ઓછો પગાર લેઈ હિંદુસ્તાનમાં આવનાર ઈંગ્રેજ ગ્રેજ્યુએટ બહુ મળી આવવાના નહિ; અને એટલામાં પણ આવે કે નહિ એ પ્રશ્ન છે. વ્યાપારની પેઢીમાં દેશી કારકુનને શરૂઆતમાં મહિને પંદર રૂપીઆ મળશે તો તે ખુશી થશે, પરંતુ જે યૂરોપિયન નોકરો એવા કામ ઉપર આ દેશમાં આવે છે તેમને સાધારણ રીતે દોઢસો રૂપીઆ મળે છે. આ દેશમાં આવેલા યૂરોપિયનના મહિને એક હજાર રૂપીઆની બરાબર દેશીના સો રૂપીઆ થશે. હિંદમાં ઘણા યૂરોપિયનો છે; મુલકી અને લશ્કરી ખાતાની નોકરીમાં, પોલિસ ખાતામાં, જંગલખાતામાં, વિદ્યાખાતામાં, અને બીજાં ખાતાંઓમાં છે; તેમજ રેલવેમાં, ખાણોના ધંધામાં, કાયદાના ધંધામાં અને વ્યાપારમાં રોકાયલા પણ છે; તે બધાની સંયુક્ત કમાણી લેઈએ તો એકાદ લક્ષાધિપતિના સ્વમ લાયક ગણાય એવડી રકમ થાય. હિંદમાં યૂરોપિયન જે કમાય છે તે ઘણુંખરૂં ખર્ચી નાંખે છે; વખતે એને એથી વધારે ખર્ચ થાય છે. દિલગીરી એટલી છે કે એના રૂપીઆમાંથી હિંદના કારીગરોના ભાગમાં ઘણા થોડા આવે છે. યૂરોપિયન હિંદુસ્તાનમાં શા માટે એટલો બધો ખર્ચ કરે છે તેનું જો વિવેચન કરીએ તો એ પ્રશ્નનો પહેલો જવાબ તો એ છે કે હિંદમાં યુરોપની પદ્ધતિએ

રહેવું વધારે ખર્ચાળ છે. હિંદમાં જે યૂરોપિયન આવે છે તે સ્વાભાવિક રીતે યૂરોપમાં જેવી ચીજો ભોગવતો હોય તેવી અહીં પણ ભોગવવાની ઇચ્છા રાખે છે; અને એવી ઘણીખરી ચીજો મોંઘી હોય છે. એ પ્રશ્નનો બીજો જવાબ એ છે કે સાધારણ રીતે હિંદમાં વસતો યૂરોપિયન તેના દેશમાં વસતા તેના ભાઈઓ જેવો ખર્ચની બાબતમાં વિચારીને ચાલનારો નથી. ઈંગ્લાંડમાં, જ્યારે પગારનો દહાડો આવે છે ત્યારે પગાર કમાનાર ઘણું કરીને પોતાનાં ભવિષ્યનાં ખર્ચો ગણશે અને તેને આધારે બેન્કમાં પોતાનું જે જમે હોય તેમાં કેટલું ઉમેરવું તેની ગણતરી કરશે. હિંદુસ્તાનમાં, જો કે તેનો પગાર વધારે હોય છે તોપણ તે પાછળનાં થઈ ગયેલાં ખર્ચો ગણશે અને પોતાને ખાતે બેન્કમાં ઉધાર કેટલું વધશે તેની ગણતરી કરશે. હિંદમાં યૂરોપિયન પૈસાનો બચાવ કરવા તરફ વળે એવી તેની જીંદગીની સ્થિતિ નથી. મુલકી અને લશ્કરી એ બંને ખાતાંની નોકરીમાં તેમજ ઘણાંખરાં ખાતાંઓમાં તેને બચાવો કરવાની જરૂર નથી; કેમ કે પોતાના ઘડપણને માટે કે પોતાનાં બઈરી છોકરાં માટે આધારનું સાધન પેન્શન છે; અને જ્યારે પેન્શન નથી હોતું ત્યારે હિંદમાં વસતા યરોપિયનો એટલા પરગજુ હોય છે કે એકાદ બ્રાઉન ગુજરી જાય અને તેના કહેવાતા સારા ધંધાને આટોપતાં તેનાં બઈરી છોકરાં પાસે પાઈ પણ રહે નહિ તો ઉઘરાણું કરી એક મોટી રકમ ઊભી કરશે. હિંદમાં યૂરોપિયનની સાંસારિક જીંદગી પણ ખર્ચાળ હોય છે. તાપને લીધે દહાડે કંઈ વિલાસ ભોગવાતા નથી, તેથી ધંધાની વાત બાજુ ઉપર રાખતાં હિંદમાં ખર્ચાળ ઉજાણીઓમાં, મેળાવડામાં અને કલબમાં જીવનના વિલાસ ભોગવાય છે. મોટા પગારવાળા લોકો આગેવાની કરે છે અને નાના પગારવાળા તેમને પગલે ચાલે છે. જે જુવાનીઆના શોખ ઇંગ્લાંડમાં સાદા હતા, તે અહીં ખાણાં પીણાંમાં વૃત્તિઓ મોકળી મૂકે છે; તથા વધારે ખર્ચાળ વસ્તુઓ વાપરે છે. ઇંગ્લાંડમાં જે માણસ ટ્રામ ગાડીમાં બેસી આફિસમાં

જાય તેને અહીં હિંદમાં ખાસી બગીમાં જવાની જરૂર જણાય છે. ઇંગ્લાંડમાં જે માણુસ ધર્મના ઉત્સવોની ટીપમાં અર્ધો રૂપીઓ કે બાર આના આપે તે અહીં હિંદમાં પોતે રહેતો હોય તે જગામાં રમત ગમ્મતના મેળાવડા કરવાની ટીપ થાય તેમાં વીશ રૂપીઆથી ઓછા આપતાં શરમાય છે. એવી હિંદી પદ્ધતિ બંધાઈ છે; અને જે તે તોડી શકે તે પ્રશંસાને પાત્ર ઠરે કે નહિ પણુ બહાદુર તો કહેવાય. એ જ રીતિ મડમ સાહેબની પણુ સમજવી. હિંદમાં ઘરખટલો ચલાવવાને જે જીંદગીની જરૂરી ચીજો જોઈએ તેનું કંઈ લાંબું ખર્ચ નથી; પણુ જમણોમાં, જ્યાફતોમાં અને મોજમજાઓમાં વારંવાર ઘણાં નાણાં ભોર મૂકાઈ જાય છે. એ ખરૂં કે હિંદમાં એવી યૂરોપિયન સન્નારીઓ ઘણી છે કે જેઓ આ દેશમાં આવ્યા તે પહેલાં પણુ અવર નવર મિજબાનીઓમાં ભાગ લેનારી સ્ત્રી વર્ગના દરજ્જાની છે, પરંતુ તે વર્ગની ના હોય એવીએ ઘણી છે; પણુ હિંદમાં તો તરત બીજો સ્વભાવ પ્રાપ્ત થાય છે. ઇંગ્લાંડમાં પાદરીની છોકરી ચ્હા પાણીના મેળાવડાના કે પોતાના બાપના દેવળમાં ઉપરી પાદરી આવે ત્યારે નાનાં સાદાં જમણુના આનંદો ભોગવે છે. એ દરજ્જાની કોઈ છોકરી હિંદમાં પોતાના પિતરાઇને પરણે છે એટલે તરત તે ચાલતા વહન સાથે જતાં શીખે છે અને થોડાં અઠવાડીઆં વિતતા પહેલાં તો ખાણુંમાં જાય છે અને ખાણું આપે છે. એ પ્રમાણે હિંદમાં યૂરોપિયન જીંદગી ખર્ચાળ છે, અને હિંદને તેની વધારે ઘરાકી નથી થતી તેને માટે દિલગીરી ઉત્પન્ન થાય છે. જો હિંદ સોયના પડીકાથી માંડીને તે મોટા વાજા સુધીની સારી અને સસ્તી વસ્તુઓ પૂરી પાડી શકે, તો હિંદમાં વસતી ઇંગ્રેજી ગૃહિણીઓ તે લેશે. કેમકે સ્વભાવે ઇંગ્રેજ સ્ત્રીઓ કરકસરવાળી છે; અને હિંદમાં જો કે ફોળા હાથવાળી હશે, તોપણુ સોંઘી રીતે શોખ ભોગવી શકાય તો સોંઘું કેમ ના ખોળે? અંગ્રેજ સ્ત્રીને સોંઘું ખોળવાનો સ્વાભાવિક શોખ હોય છે, તેથી જો હિંદી કારીગર નવી નવી કારીગરીની ચીજો સસ્તી અને સારી

પડે એવા પૂરી પાડશે તો તેને તેનું ફળ મળ્યા વિના રહેશે નહિ. હિંદમાં યૂરોપિયન ખરીદી કેટલી છે તે જોવું હોય તો યૂરોપિયન માલની મોટી મોટી પેઢીઓ છે તે જોવી. ત્યાં યૂરોપિયન ખરીદદારો હમેશાં આવ્યા કરે છે, અને વળી પ્રગણામાં વેલ્યૂ પેએબલની રીતથી એથી પણ વધારે ધંધો કરે છે. ખરેખર, હિંદી માલ બનાવનારાઓએ આયાતની ચીજો ઉપર નજર રાખવી જોઇએ; અને હિંદે આશા રાખવી જોઇએ કે જેમ જેમ વખત જતો જશે તેમ તેમ આયાત કમી થતી જશે, ને તેને બદલે હિંદી બનાવટની ચીજો પગપેસારો કરશે. આ દેશમાં ઘર કરી રહેલા એંગ્લો ઇન્ડિયનો અને યૂરેશિયનો પણ થોડો કે ઘણો યૂરોપિયન માલ ખોળે છે તેથી તેમની સંખ્યા આવતા જતા યૂરોપિયનોની વસ્તીમાં ઉમેરીએ, તો તે માલના ખરીદદારોનો જથો ઘણો મોટો થાય છે; એ બધાની ખપતો પૂરી કરવી જોઇએ.

મુખ્ય સરકાર, ઇલાકાની સરકારો, લોકલબોર્ડો, મ્યુનીસીપાલીટીઓ, રેલવેઓ, ખાણો, બીજાં અડધાં પડધાં સરકારી ખાતાં અને ખાનગી મંડળીઓ, એ બધાંને જોઇતી ચીજો વિષે વિચાર કરતાં વાંચનારના ધ્યાનમાં આવ્યા વિના નહિ રહે કે એમાં ખરીદીનો પાર નથી. પ્રથમ તો હાઝ વિનાના સેક્રેટરી આવ્ સ્ટેટ આડે રસ્તે હિંદની પેદાશને તરછોડી કાઢતા અને સરકારને તથા તેના બાંધકામખાતાને જે જે ચીજો જોઇતી તે ઈંગ્લાંડમાં પોતે ખરીદ કરી અત્રે મોકલી આપવાનો આગ્રહ રાખતા; પરંતુ સરકારની બાબતમાં હવે તે દહાડા ગયા છે. એ બાબતમાં જે ફેરફાર થયો છે તે સંતોષકારક છે. હવે તાળાં, ત્રીજોરીઓ, અને કાગળો અને એવી બીજી ચીજોનો મોટો ભાગ હિંદમાંથી ખરીદ કરવામાં આવે છે; વળી લશ્કરને માટે અને બીજા કામ માટે જે ખોગીરો, જોડા, કપડાં, અને સાધુ જોઇએ તે લેવાનાં સાટાં પણ હિંદમાં કરવામાં આવે છે. અલબત એ માલ

માત્ર દેશી બનાવનારાઓ પાસેથી લેવામાં આવે છે એમ નથી, પરતુ હિં-દુસ્તાનમાંથી જ લેવાય છે. વળી જુદી જુદી રેલવેઓનાં માલ બનાવવાનાં કારખાનાં હિંદમાં મોટી ઉદ્યમની શાળાઓ છે. તેમાં ઘણાં લોકો કામે લાગે છે, અને એથી પણ આખર દેશમાં યાંત્રિકશક્તિના જ્ઞાનનો પ્રસાર થાય છે. જ્યારે હિંદના દેશી લોખંડને વ્યવહારૂ રૂપ આપી શકાશે ત્યારે એવો વખત આવશે કે હિંદી ઇજનેરો હિંદમાં જ એન્જીનો બનાવી શકશે, અને હિંદની આબાદીનો મોટો દિવસ ઊગશે. કલકત્તાની એક પેઢીએ દવાખાનાં-ઓમાં વપરાતાં વાઢકાપનાં હથિયારો જોઈએ તેવાં અને ઘણી ઊંચી જા-તનાં સને ૧૯૦૩–૪ ના મદ્રાસના પ્રદર્શનમાં મૂક્યાં હતાં, તે જોતાં ઘણો આનંદ ઉપજતો હતો. ઉદ્યોગી હિંદને સાર્વજનિક ખાતાંની ખરીદીની બાબ-તમાં પણ સારી આશા છે.

હિંદના પરદેશ ખાતાના નિકાશ વ્યાપારની બાબતમાં ઘણો સંતોષ માનવાનું કારણ છે. તે વ્યાપાર સારો અને લાભકારક છે. આફ્રિકા સાથેનો તો વિશેષ રીતે સારો છે. 'સ્ટેટ્સમેનના વાર્ષિક પુસ્તક' માં ઝાન્ઝિબારની હકિકતમાં લખ્યું છે કે "ટાપુની અંદર હિંદના રહીશો ૭૦૦૦ છે; તેઓના હાથમાં ઝાન્ઝિબારનો અને પૂર્વ આફ્રિકાનો ઘણું કરીને આખો વ્યાપાર સીધી કે પરોક્ષ રીતે છે." પૂર્વ આફ્રિકાના રક્ષિત સંસ્થાન ( મોમ્બાસા ) વિષે બોલતાં તેજ પુસ્તકમાં લખ્યું છે કે "વ્યાપાર હાલમાં તો પૂર્વ હિંદના વ્યાપારીઓના હાથમાં છે; આયાત વસ્તુઓમાં માન્ચેસ્ટરનો માલ, મુંબાઇનું કાપડ, પીતળ, વાળા, મણકા અને ખોરાકની ચીજો હોય છે." એમાં માન્ચે-સ્ટરના માલ સિવાય બાકીની બધી આયાતની ચીજો હિંદી છે. આ દેશના માલની પરદેશની માગણીનું એક મનોરંજક દૃષ્ટાંત એ છે કે સને ૧૯૦૩–૪ નું મદ્રાસનું પ્રદર્શન ખુલ્લું મૂકવામાં આવ્યું તે દિવસે કલકત્તાની 'ઇંડિયન સ્ટોર્સ લીમીટેડ' કંપની ઉપર પાંચ હજાર રૂપીઆની હિંદી શેત્રંજીઓ

મોકલવાનું લખાણુ પૂર્વ આફ્રિકામાંથી આવ્યું હતું. ' પૂર્વ આફ્રિકાનો વ્યાપાર " હાલમાં " પૂર્વ હિંદના વ્યાપારીઓના હાથમાં છે, ' એમ જે કહ્યું તેમાં " હાલમાં " કહેવામાં ગર્ભિત સૂચના એ કરવામાં આવી છે કે હિંદી વ્યાપારીઓએ નિરાંતે બેસવાનું નથી; કેમકે લાંબો વખત વિતતા પહેલાં તેમને જબરા હરિફોની સાથે હરિફાઈમાં ઉતરવું પડશે; પરંતુ આફ્રિકાનું બારૂં ખુલ્લું છે તેથી હવે દિવસે દિવસે વ્યાપારની આબાદી વધારે વધારે થતી જશે એટલે વ્યાપારીઓની સંખ્યા વધશે તેનો પણુ સમાસ થઈ શકશે. કાંઈ નહિ તો હિંદી વ્યાપારીઓ ત્યાં સૌથી પહેલા પહોંચી ગયા છે એ તેમના લાભની વાત છે; અને હિંદમાં મજુરી સોંઘી છે તેથી તથા હિંદના પશ્ચિમ કિનારાની અને આફ્રિકાના પૂર્વ કિનારાની વચ્ચે માલ લેઈ જવાનો સિધો રસ્તો છે તેથી હિંદી વ્યાપારીઓ સારી ટક્કર ઝીલી શકશે. દક્ષિણુ આફ્રિકામાં, સ્ટેટ્સ સેટલમેન્ટમાં, મોરિસિયસમાં, અને પૂર્વ હિંદના ટાપુઓમાં હિંદી વ્યાપારીઓ ઘણા છે; અને જેમ જેમ હિંદની બનાવટો વધતી જશે તેમ તેમ હિંદી માલ એકલા હિંદમાંજ નહિ, પણુ આખી દુનીઆમાં ખપશે, કેમકે તે બનાવવાની લાગટ ઓછી આવવાની.

હિંદમાં અને દેશાવર ખાતે ગ્રાહકો હિંદી માલની રાહ જોઈ રહ્યા અને કરવાનું એ છે કે ઉદ્યોગની કારીગરી સારી પેઠે વધારવી જોઈએ.

---

# પ્રકરણ ૯ મું.

## હલાડો ફરવો.

આપણા ઉદ્યમાર્થીએ કોઈ ઉદ્યોગનું કારખાનું ઊભુ કરતી વખતે તેને સારૂ કેટલું ભંડોળ જોઈશે તેની ગણતરી કરવામાં શરૂઆતનાં ખર્ચોમાંથી તેના ધંધાનો હલાડો ફરે અને તે નફો કરી શકે એવી સ્થિતિએ આવે ત્યાં-સુધીને માટે જે રકમ જોઈએ તે રકમનો પણ સમાસ કરવો જોઈએ. કોઈ પણ કારખાનામાં શરૂઆતમાં કેટલાંક અઠવાડીઆં સુધી, કેટલાક મહિના સુધી કે વખતે કેટલાંક વર્ષો સુધી ખોટે કામ ચાલવાનો સંભવ હોય છે; એ ખોટની રકમની ગોઠવણ કારખાનાં સ્થાપન કરનારાઓએ નહિ કરવાથી ઘણાય આશા ભરેલા ઉદ્યોગો પડી ભાગ્યા છે. તેઓ જોઈતા સંચા અને હથિયારો ખરીદ કરે છે, અને એકદમ નફાની આશા રાખે છે; અને જો એ આશા ફળીભૂત થતી નથી તો તે યોજના તેમને છોડી દેવી પડે છે, કેમકે તેમનું ભંડોળ ખૂટે છે. વખતે ઇચ્છા હોય તો બીજા પૈસા રોકી શકે એવું હોય તોપણ ઘણું કરીને એમ બને છે કે તેઓ ઘણા નિરૂત્સાહી થઈ જાય છે, અને તેમણે ઉઠાવેલું સાહસ નિષ્ફળ ગયું ગણી તે પોતાની મેળે બંધ કરી દે છે. તેઓએ ધ્યાનમાં રાખવું જોઈએ કે નવી ચીજ જેવી પેદા થઈ તેવી તરતજ લોકો ખરીદ કરવા મંડી પડે એમ ભાગ્યેજ બને છે. જો કે ઉદ્યમ સ્થાપન કરનાર તો રાત અને દિવસ પોતાના ઉદ્યોગનો વિચાર કર્યા કરે છે; પરંતુ લોકોમાં નવી બનાવટનો માલ જાણીતો થવાને તથા લોકો એના ઉપર ધ્યાન આપે એવો વખત આવવાને ઘણી રાત્રિઓ અને ઘણા દિવસો લાગશે. એક માણસ અહીં નવી પેદાશની અજમાયશ કરશે, અને પણે બીજો કરશે; અને જો તે ખરી ખપત પૂરી પાડશે, તો

આ અને બીજા જે માણસે અજમાયશ કરી હશે તે પોતાના મિત્રોને તેની ભલામણ કરશે, અને ધિમે ધિમે તેની માગણી વધશે; એમ કરતાં કરતાં અંતે એ સાહસનો દહાડો ફરશે, ખોટ બંધ થશે ને નફો થવા માંડશે. નફો મેળવતા પહેલાં તો ઘણા ધૈર્ય અને ખંતની જરૂર છે; પરંતુ ઉદ્યમાર્થીએ પોતે પોતાની ખાત્રી કરી હશે કે તેનું સાહસ ખરેખરૂં કસવાળું છે, તો તેના ધૈર્યનો અને ખંતનો સારો બદલો મળવાનો પૂરો સંભવ છે. કોઈ ઉદ્યમાર્થી આ નીચેની સલાહ ધ્યાનમાં રાખી તે પ્રમાણે કામ લેશે તો સારૂં છે: "કોઈ પણ સાહસ કસવાળું છે એવી ખાત્રી થયા સિવાય તે ઉપાડવું નહિ; પરંતુ એકવાર સ્થાપન કર્યું તો પછી તે કસવગરનું છે એમ સાબીત ના થાય ત્યાં સુધી તેને છોડી દેવું નહિ."

પ્રથમના સમયમાં ફતેહમંદ નિવડેલા ત્રણ હિંદી ઉદ્યમાર્થીના વૃત્તાન્ત આપીએ છીએ. એથી હાલના જમાનાના ઉદ્યમાર્થીને સાહસિક અને ખંતીલા થવાનું ઉત્તેજન મળશે.

અમારી પહેલી વાત સર જમશેદજી જીજીભાઈની છે. એ ગ્રહસ્થને હિંદમાં બારોનેટની પદ્વી પહેલવહેલી મળી હતી. જમશેદજીનો જન્મ પારસી જેવી સાહસિક કોમમાં થયો હતો. એમની ફતેહ ઘણી આશ્ચર્યકારક છે, કેમકે તેમની ચઢતી તદન સ્વાશ્રયથી થઈ હતી. એ નરરત્નનો જન્મ મુંબાઇમાં સને ૧૭૮૩ માં ગરીબ પણ આબરૂદાર માબાપને પેટ થયો હતો. તેમણે નાની ઉમ્મરમાં માબાપ ખોયાં હતાં તેથી તેમને ખરેખરી તંગીનાં દુઃખ ભોગવવાં પડયાં હતાં. તેમને નિશાળનું શિક્ષણ ઝાઝું મળ્યું નહોતું, અને તદન નાના છોકરા જેવડી ઉમ્મરે ગુજરાનના સાધન માટે વ્યાપારીની પેઢીમાં કામ કરવું પડયું હતું. પરંતુ કાગળોની નકલો કરવાની અને ભરતિયાં લખવાની નોકરીમાં પડી રહે એવો છોકરો જમશેદજી નહોતો; અને સોળ વર્ષની ઉમ્મરે તેમણે પોતે શેઠ થવાનો નિશ્ચય કર્યો. તેમનામાં સાહસનો

જુસ્સો હોવાથી તેમણે દેશાવરમાં ફરીને વ્યાપાર કરવાનું શરૂ કર્યું, અને પોતાના મિત્રોના ટેકાથી ભંડોળની જે કાંઈ નાની રકમ એકઠી કરી શક્યા તે સાથે લઈ તેમણે એટલી નાની ઉમ્મરે પોતાના વતનનું શહેર છોડયું. તે કલકત્તે થઈ ચીન થોડી હકસાઈની કમાઈ ઉપર ગયા. ખરેખર, આ ઘણું જબરૂં સાહસ હતું, કેમકે તે દહાડાઓમાં ચીન સંબંધી માહિતી થોડી હતી, અને આ જુવાન મુસાફરને બધાં જોખમ પોતાને હિસાબે ખેડવાનાં હતાં. પરંતુ તેમની એવી હિમ્મતનો બદલો તેમને મળ્યો, સાહસ લાભકારી નિવડયું, અને જોતજોતામાં તો તે હિંદ અને ચીન વચ્ચે આવ જાવ કરવા લાગ્યા, અને પોતે માલ માથે રાખી આ દેશનો તે દેશમાં અને તે દેશનો આ દેશમાં વેચવા લાગ્યા. સને ૧૮૦૪ ની સાલમાં જે વહાણમાં તે અને તેમનો માલ હતો તે વહાણ ફ્રેન્ચ લોકોએ પકડી લીધું; કેમકે તે વખતે તે પ્રજા અને અંગ્રેજી પ્રજા વચ્ચે વિગ્રહ ચાલતો હતો. તેમના પકડનારાઓએ તેમને કેપ ઑાવ્ ગુડ હોપના કિનારા ઉપર એક પાઈ પણ આપ્યા વગર ઉતારી મૂક્યા. તે વખતે તે જગા ડચ લોકોને તાબે હતી. કેટલીક ડચ સન્નારીઓએ મળી આ ભાગ્યહીન હિંદીને તેના વતનમાં મોકલવાને પૈસા એકઠા કર્યા; અને ત્યાં એકવીશ વર્ષની વયે તેમને નવી જીંદગી શરૂ કરવી પડી. આ દુર્દૈવથી તે હિમ્મત હારી ગયા નહિ. આ જુવાનિયા પારસીએ તરતજ ચીનની મુસાફરીઓ પાછી શરૂ કરી, અને અનુભવ વધવાથી તે પોતાના ધંધામાં એટલા બધા ફાવ્યા કે થોડાં વર્ષોમાં તે મુંબાઈમાં એક મોટા શ્રીમંત પારસી થઈ ગયા. શ્રીમંતાઈના દહાડામાં દરિદ્રાવસ્થાના દિવસો તેમણે સંભાર્યા હતા; અને પોતાના વતનના શહેરમાં ઘણા ખાનગી પરોપકારો કર્યા અને સાર્વજનિક ધર્મકામો પણ કર્યાં. તે સર્વના આગેવાન થઈ પડયા, અને તેમના સાર્વજનિક પરમાર્થ બુદ્ધિના જુસ્સાના બદલામાં તેમને સને ૧૮૪૨ માં 'નાઇટહૂડ' નો ખેતાબ અને સને ૧૮૫૮ માં

'બેરોનેટ'નો ખેતાબ, એ પ્રમાણે અનુક્રમે બક્ષવામાં આવ્યા હતા. તે સને ૧૮૭૭ માં ૯૪ વર્ષની મોટી વયે ગુજરી ગયા, અને પાછળ પોતાનું અને હિંદનું ભલું કરનાર માણસ તરીકે યાદગિરી કાયમ કરી ગયા છે.

બીજા સાહસિક પારસી બેરોનેટ મર્હૂમ સર દીનશા માણેકજી પિટિટની વાત પણ તેટલીજ હિતકારક છે. એક પારસી વ્યાપારીએ છેલ્લા સૈકાના પહેલા અર્ધમાં મુંબાઇમાં પિટિટ કુટુંબની સ્થાપના કરી છે. 'પિટિટ' નામ શી રીતે ઉત્પન્ન થયું તેની વાર્તા મનોરંજક છે. હાલના કરતાં સૈકા પહેલાં ફ્રેન્ચ લોકોનું હિત હિંદમાં ઘણું વધારે હતું. સને ૧૭૪૬ માં એક ફ્રેન્ચ કાફલાએ મદ્રાસ લેઈ લીધાની વાત અને ડુપ્લીની કીર્તિનાં ગાન ગવાયાની વાત યાદ હોય એવા માણસો હજી પણ હિંદમાં જીવતા છે. હૈદરઅલી અને બીજા દેશી રાજાઓની ચાકરીમાં ફ્રેન્ચ લોકો ઘણા હતા; અને બુર્બોન તથા મોરિસિયસના ટાપુઓમાં રહી ફ્રેન્ચ લોકો અર્ધા સૈકા સુધી× બ્રિટિશ સત્તાને ધાસ્તીમાં મૂકવાને તેમજ હિંદી વ્યાપાર ઉપર ત્રાપ મારવાને શક્તિવાન્ થતા તે ટાપુઓ સને ૧૮૧૦ માં લેવાયા ત્યાં સુધી અને સને ૧૮૧૩ માં ઈસ્ટ ઈંડિયા કંપનીએ હિંદી વ્યાપારનો ઇજારો ખોયો ત્યાં સુધી મુંબઇમાં ફ્રેન્ચ દરિયાઈ કપતાનો અને ફ્રેન્ચ વ્યાપારીઓ ઘણા નહોતા. એ પારસી વ્યાપારી ફ્રેન્ચ વ્યાપારીઓ સાથે ઘણો બ્હોળો ધંધો ચલાવતા; પરંતુ તેમનું નામ "માણેકજી નસરવાનજી કાવસજી બમનજી" હતું, તે ફ્રેન્ચ વ્યાપારીઓની ધિરજ ખોવરાવે એવું હતું. તે કદમાં ઠીંગણા હતા અને નામ ત્યારે મોટું હતું. ફ્રેન્ચ વ્યાપારીઓ આ ઠીંગણા કદના પારસી વ્યાપારીનું નામ સ્હેલું કરવાને તેને 'લેપેટિટ' એટલે 'ઠીંગણો માણસ' કહેવા લાગ્યા. પારસીઓ અટકો જલદીથી ગ્રહણ કરી લે છે, અને મુંબાઇમાં આપણે 'રીપોર્ટર,'

× કીન કૃત "હિંદી ઇતિહાસનું શાળાપુસ્તક."

'બાટલીવાલા,' 'રાઇટર,' એવી એવી ઘણીક જૂની અંગ્રેજી અટકોની માફક બાપદાદાનો ધંધો બતાવનારી અટકો જોઈએ છીએ, એ પ્રમાણે આ નાના પારસીએ 'પિટિટ,' એટલે 'નાનો માણસ' એવું નામ સ્વીકારી લીધું; પછી તે શબ્દના ઉચ્ચારમાં અંગ્રેજી રૂઢી પ્રમાણે કંઈક ફેર પડયો, અને આખરે તે નામ કુટુંબનું પડ્યું. જેનું દૃષ્ટાંત આપણે આગળ ધરવા ઇચ્છીએ છીએ તે મજકુર વ્યાપારીનો દીકરો થાય અને જન્મના હક્કથી 'પિટિટ' હતો. દિનશા માણેકજી પિટિટનો જન્મ ૧૮૨૩ માં મુંબાઇમાં થયો હતો, અને તેમના બાપ જેવા તે પણ વ્યાપારી હતા. દીનશાહ માણેકજી પિટિટ ચંચળ વૃત્તિના હતા અને હાથ આવેલી તકનો લાભ લેવાની એમનામાં સારી બુદ્ધિ હતી. દૃષ્ટાંત તરીકે, સને ૧૮૬૧ માં જ્યારે અમેરિકાની 'સિવિલ વૉર' નામની લડાઈ જાગી, અને રૂનો દુકાળ પડયો તેથી લૅંકેશાયરનાં રૂનાં કારખાનાં પછીનાં ઘણાં વર્ષો સુધી નુકસાનમાં આવી ગયાં, ત્યારે દીનશા માણેકજી પેટિટે, હિંદને માટે લાભકારી તક જોઈ, તેજ વર્ષમાં મુંબાઇમાં રૂની મીલ સ્થાપવાને જમીન લીધી. બીજે વર્ષે માણેકજી પેટિટ કંપનીની પહેલી મીલ શરૂ કરી, અને તાકીદે કામ હાર પાડયું. શરૂઆતમાં ધંધો ઉત્તેજક ચાલ્યો નહિ. મુંબાઇમાં કાપડ બનાવવું એ વાત જુદી છે, અને જથાબંધ માલ પેદા થાય તેને માટે બજાર ખોળવાં એ વાત જુદી છે. કાપડનો નિકાલ કરવાને પરચુરણ વેચવાનો ધંધો કરવો પડતો, ગાંસડીઓની હરાજી કરવી પડતી, અને તાકા જેમ ખપે તેમ આપવા પડતા. એવા અસંતોષકારક ઉપાયો કરવા પડતા હતા. પરંતુ માણેકજી પેટિટના અજીત્ય શ્રમથી એ સાહસ આબાદી પામ્યું, તે એટલે સુધી કે સને ૧૮૮૧ માં કંપની તે વખતે દુનીઆમાં મોટામાં મોટું એન્જીન ગણાય એવું એન્જીન મૂકવા શક્તિવાન્ થઈ. 'માણેકજી પેટિટ મેન્યુફૅકચરીંગ કંપની' એક ગંજાવર ઉદ્યોગનું ખાતું થઈ પડયું. તે દરમીઆનમાં આ સાહસિક પારસી માત્ર પૈસા કમાવામાં રોકાયા નહોતા; તે અગણિત કેળવણીનાં અને ધર્માદા કાર્યોમાં હિત રાખતા,

અને યોગ્ય લાગે તેવાં કામોમાં મોટી મોટી રકમો ધર્માદા તરીકે આપતા. તેમને આખી જીંદગીમાં માન મળ્યું છે, અને પાછલા દહાડાઓમાં સરકાર તરફનાં માન ઉપરાઉપરી મળ્યાં. સને ૧૮૮૭ માં ૬૪ વર્ષની વયે તે મુંબાઇના 'શેરીફ' નિમાયા અને 'નાઇટહુડ'નો ખિતાબ મળ્યો; ત્યાર પછીના વર્ષમાં તે વાઇસરોયની ધારાસભાના સભાસદ નિમાયા; અને છેવટ ૧૮૯૦ માં જે વખતે હિંદમાં ઘણા થોડા બેરોનેટ હતા તે વખતે ૬૭ વર્ષની ઉમ્મરે તેમને બેરોનેટની પદ્વી મળી. તે વર્ષમાં તેમનાં પત્ની સાકરબાઇનો કાળ થયો. એ સન્નારી સાથે તેમનો લગ્નસંબંધ અર્ધા સૈકા કરતાં વધારે વખત સુધી ચાલ્યો હતો. હેરાલ્ડની આફિસે તેમને પદ્વી-ચિન્હ આપ્યું, ત્યારે તેમની અટકના શબ્દ ઉપર વિનોદ કર્યો છે. 'પેટિટ' શબ્દ ફ્રેન્ચ ભાષાનો છે અને તેનો અર્થ 'નાનો' થાય છે; પણ તે પાછો લેટિન ભાષાનો પણ છે અને એ ભાષામાં એનો અર્થ 'તે ખોળે છે,' એવો થાય છે. તેઓએ તેને કુટુંબ-વચન તરીકે લેટિન ભાષાનું એક વાક્ય આપ્યું તેનો અર્થ એવો થાય છે કે "તે જે કંઈ ખોળે છે તે તેને મળે છે." એ ઘણું ઉમદા વચન છે; કેમકે પેટિટની બાબતમાં 'ખોળવા'નો અર્થ 'માંગવું' થતો નથી, પણ "સાહસિક અને અજીત્ય વૃત્તિ' એવો થાય છે.

અમારી ત્રીજી વાત અમદાવાદના વતની રાવબહાદુર રણછોડલાલ્ છોટાલાલની છે.* એ યશસ્વી નરનું વૃત્તાંત ઘણું બોધક છે. એમનામાં અગાધ

---

* રા. બા. રણછોડલાલનું વૃત્તાંત આ યોગ્ય પ્રસંગે ભાષાંતરકર્ત્તાએ ઉમેર્યું છે. ભાષાંતર કર્ત્તાને એમની સાથે સંબંધ હતો, અને પાણીકામના ભગીરથ પ્રયત્નના સમયમાં તે મ્યુનિસિપાલિટીમાં તેમની સાથે હતો, અને પાણીકામના લાભમાં અભિપ્રાય આપ્યો હતો તેથી માહિતી તથા અનુભવ ઉપરથી હકિકત લખી છે. પ્રથમના બે મહાત્માનાં દૃષ્ટાંતોનાં મહાન્ કામો અને ગુણોનું મૂળ ગ્રંથકર્ત્તાએ જેમ માત્ર દિગ્દર્શન આપ્યું છે, તેમ

બુદ્ધિ, દીર્ઘદૃષ્ટિ, અડગ નિશ્ચય, ઘણી ખંત, તિવ્ર વિચારશક્તિ, મનની સ્થિરતાનો કોઈ કારણથી ભંગ ના થાય એવી શાન્ત પ્રકૃતિ, એ આદિ અનેક સદ્દગુણો હતા. કાર્યનો આરંભ પૂર્ણ વિચાર કર્યા પછી કરવો અને કર્યા પછી કોઈ પણ વિઘ્ન આવે, હરકત નડે કે ગમે તે થાય પણ તે છોડવું નહિ એ ગુણ પણ એમનામાં જબરો હતો. જે જે ક્ષેત્રમાં જે જે કાર્ય એમણે હાથમાં લીધાં તેમાંનાં કોઈ પણ પાર ઉતાર્યાં વિના છોડ્યાં નથી. રણછોડલાલનો જન્મ અમદાવાદમાં સને ૧૮૨૩ ની સાલમાં સાઠોદ્રાનાગર જ્ઞાતિમાં આબરૂદાર કુટુંબમાં થયો હતો. જીંદગીની શરૂઆત તેમણે સરકારી નોકરીમાં કરી હતી, પરંતુ સરકારી નોકરીમાં સંતોષ માની બેસી રહે એવા નર રણછોડલાલ નહોતા. એમણે આ દેશમાં સંચાથી રૂ કાંતવાનો ઉદ્યોગ દાખલ કરવાનો વિચાર કર્યો, અને પ્રથમ ભરૂચમાં એક અંગ્રેજ ગ્રહસ્થની ભાગીદારીમાં મીલ સ્થાપન કરવાનો યત્ન કર્યો. અંત્યે એક કંપની કરી સને ૧૮૫૯ માં અમદાવાદમાં પહેલ વહેલી મીલ માત્ર ૨૫૦૦ ત્રાકોની ઉભી કરી, અને એક અતિ લાભકારી ઉદ્યોગનો પાયો નાંખ્યો. એ મીલની અસાધારણ ફતેહ થઈ અને એ વાતને આજે સુમારે અર્ધ સૈકો થવા આવ્યો તેટલામાં તો અમદાવાદમાં મીલો ઉપર મીલો ઉભી થઈ અને અમદાવાદની ઉદ્યોગસ્થિતિ ઉપર આખા હિંદુસ્તાનનું લક્ષ ખેંચાય એવી થઈ છે. આ સાહસિક નર યોગ્ય રીતે મીલના ઉદ્યોગના પિતાનું બિરદ અને ગુજરાતના મહાન્ વૃદ્ધ પુરુષનું બિરદ દુનીઆ તરફથી કમાઈ ગયા છે. ઉદ્યોગની ચઢતી સાથે તેમની ધનસંપત્તિ ઘણી વધી ગઈ. એ બુદ્ધિશાળી નરે પોતાની કમાણીનો લાભ લોકોને આપ્યો છે. ધર્માદા દવાખાનાં, નિશાળો અને એવે જુદે જુદે રસ્તે જનહિતનાં કામો તેમણે લોકોને માટે વારસામાં મૂકેલાં છે.

---

આ વૃત્તાંતની બાબતમાં પણ કર્યું છે. બીજે પણ જ્યાં જ્યાં પ્રસંગાનુસાર અમદાવાદની હકિકત લખેલી છે તે પણ ભાષાંતરકર્તાએ ઉમેરી છે. **ભા. ક.**

એ નરની ફતેહ એકમાર્ગી નથી. એઓ સ્થાનિક સુધરાઇ ખાતાના ઘણાં વર્ષ સુધી પ્રમુખ નિમાયા હતા. પોતાના પ્રમુખપણાના વખતમાં તેમણે અમદાવાદને મીઠું અને નિર્મળ પાણી આપવાની યોજના તથા શહેરનું મેલું પાણી શહેર બહાર લેઈ જવાને ગટરકામની યોજના કરી હતી. એ કામો શરૂઆતમાં લોકોને પસંદ પડયાં નહિ તેથી તે યોજનાઓની અને તેના યોજકની સામે મહાભારત વિરૂદ્ધતા ઉત્પન્ન થઈ. એ વિરૂદ્ધતાએ ધિમે ધિમે ઝનુનનું રૂપ પકડયું. એક દિવસ તો સભામાંથી ઘેર જતાં લોકોએ તેમની ગાડી ઉપર પથરા ફેંકયા, અને આવા ગાંડાઈ ભરેલા તોફાનમાંથી બચવા માજીસ્ટ્રેટના રક્ષણ નીચે ઘેર જવું પડયું. એવાં એવાં વિઘ્નો, અને ભય છતાં પણ આ અલૌકિક નરે પોતાનું ધૈર્ય અને શાન્તિ છોડયાં નહિ. એ પ્રશ્નોના લાભ વિષે લોકોને દલીલોથી સમજાવવાનું જારી રાખ્યું, અને અંતે પાણીકામની યોજના મ્યુનિસિપાલિટીમાં સને ૧૮૮૭ માં મંજુર થઈ અને ગટર પણ શહેરના એક ભાગમાં કરવાનું મંજુર થયું. સદ્‌ભાગ્યે એ ભાગ્યશાળી નર પાણીકામની અસાધારણ ફતેહ જોવા જીવ્યા હતા. સોંઘું અને સારૂં પાણી અમદાવાદમાં ઘેરેઘેર આવ્યું. લોકો એ સગવડ અને સુખ જોઈ સંતોષ પામ્યા. વિરુદ્ધતા જતી રહી અને તેને બદલે પ્રશંસા આવી. લોકોને આ મહાન્ વૃદ્ધ નરની દીર્ઘદૃષ્ટિ અલક્ષ્ય લાગી. તેમનું ધૈર્ય, તેમની ખંત, અને તેમની શાન્તિ અલૌકિક અને આશ્ચર્યકારક જણાઈ. ઘેર ઘેર તેમની કાર્યશક્તિનાં વખાણ થવા લાગ્યાં. જેઓ તેમને મોઢે ચઢી ગાળો દેતા તેઓ હવે પોતાની ભૂલ કબૂલ કરી તેમનો ઉપકાર માનવા લાગ્યા. સરકારે પણ આવા મહા સમર્થ નરની યોગ્ય બુજ કરી હતી. તેમને સરકારે રાવ બહાદુરનો તથા સી. આઈ. ઈ. ના ખેતાબો બક્ષ્યા હતા. વળી મુંબઈ સરકારે તેમને કાયદા કરનારી સભાના સભાસદ નિમ્યા હતા. ત્યાં પણ તેમની શક્તિનો તેમણે પ્રકાશ પાડયો હતો. એ કીર્તિવંત ઉદ્યોગમૂર્તિનો કાળ સને ૧૮૯૮ માં ૭૫ વર્ષની વયે થયો છે.

ઉપરનાં ત્રણે દૃષ્ટાંતો ઘણા યશસ્વી પુરુષોનાં છે, અને તેમના લાખો રૂપીઆના લાભનો લોભ આપણા નાના સરખા ગ્રામ્ય ઉદ્યમાર્થીથી રખાય પણ નહિ; પરંતુ કેવા લાભદાયક ફતેહ ભરેલાં પરિણામો નિપજી શકે છે તેનાં એ ચળકતાં દૃષ્ટાંતો છે. એ ગ્રહસ્થોએ કરોડો રૂપીઆ મેળવ્યા તો નાના માણસો લાખો કે હજારો મેળવવા શક્તિવાન્ થાય. હિંદમાં નાનાં નાનાં કામોમાં વિશેષ રીતે ફાવ્યા હોય તેવા ઘણા હયાત ઉદ્યોગી નરોનાં દૃષ્ટાંતો આપી શકાય, પરંતુ જો તેઓનાં નામો અત્રે આપીએ તો તેમની જાહેર ખબરોનાં બણગાં ફુંકવા જેવું ગણાય. પરંતુ એક બળદ હાંકનારનો છોકરો હતો, અને તેણે એક સાધારણ મજુર તરીકે જીંદગી શરૂ કરી હતી; તે શ્રીમંત્ થઈ ગયો છે અને હજી હયાત છે તેનો દાખલો આપી શકાય એવો છે. જ્યારે તે મજુરી કરતો ત્યારે જંગલમાંથી કાઠી કાપી માથે ભારો લેઈ શહેરમાં વેચવા જતો, અને એ ધંધામાંથી જંગલમાં કાટ કાપવાના નાના કન્ટ્રાક્ટ રાખવા શિખ્યો. એમ કરતાં પોતે એક જંગલનો થોડો ભાગ રાખ્યો, અને અંતે સુતારો અને મજુરોને પોતાની ચાકરીમાં રાખી શક્યો. એ ધંધામાં એને સારો લાભ મળ્યો. હવે વૃદ્ધાવસ્થામાં તે સારૂં સુખ ભોગવે છે. તેને એક મોટું ઘર છે, ખેતરો છે, અને રોકડ પૂંજીમાં કેટલાક હજાર રૂપીઆ છે. મદ્રાસના ૧૯૦૩—૪ ના પ્રદર્શનમાં જે ફર્યા હશે અને જેણે માલ મૂકનારાઓ કે તેમના માણસો સાથે વાત કરી હશે તેઓના જાણવામાં નાના નાના ઉદ્યમી નરોની વાતો આવી હશે. જેવા કે સુતાર, લુહાર, ડેરીવાળા, ચામડાનું કામ કરનારા, સાબુ બનાવનારા, મીણબત્તી બનાવનારા, અને એવા એવા બીજા ઘણાય ઉદ્યોગોવાળાઓના ઉદ્યોગોનો દહાડો ફર્યાનાં અને સારો બદલો મળવા લાગ્યાનાં દૃષ્ટાંતો મળી આવેલાં હોવાં જોઈએ.

ઉદ્યમની દુનીઆમાં ઘણી જગા છે; પરંતુ ઉદ્યમાર્થીએ ધ્યાનમાં રા-

ખવું જોઇએ કે ઉદ્યમમાં વિજય પળવારમાં મળી જતો નથી; અને ઘણી-વાર ફતેહના ધોરી રસ્તા ઉપર આવતા પહેલાં ઉદ્યમાર્થીને લાંબા અને કાંટાવાળે માર્ગે મુસાફરી કરવી પડે છે. જો તેને કામ કરવું હોય તો હિમ્મતથી કરવું; અને પ્રયોગના લાંબા સમય સુધી પ્હોંચે એટલા ભંડોળની ખાત્રી કરવી જોઈએ.

---

# પ્રકરણ ૧૦ મું.

## પરિણામ.

ઉદ્યમની શરૂઆત કરનારાઓને થોડી છેવટની સૂચનાઓ કરી હવે આપણે આ નોંધ પૂરી કરીશું.

પહેલી સૂચના એ છે કે ચીજ સારી બનાવવી જોઈએ એટલુંજ નહિ, પણ તે એવી તરેહથી બહાર પાડવી જોઈએ કે ખરીદદારનો તે ઉપર વિશ્વાસ ઉત્પન્ન થાય. એક ચીજ ઘણા ઊંચા પ્રકારની હોય, પરંતુ જો તેની આજુબાજુની ચીજો નાલાયક હશે, તો તેની વાસ્તવિક સરસાઈ ઘણી કમતી ગણાવાની. એક હીરાને જૂના વર્તમાનપત્રના કટકામાં વીંટાળીએ કે ઊંચી જાતના સોનાની વીંટીમાં જડીએ, તોપણ હીરો તે હીરોજ છે; અને તેના ગુણમાં કંઈ ફેર પડતો નથી; પરંતુ સામાન્ય લોકો તે વર્તમાનપત્રના પડીકામાં જડેલો હશે તેના કરતાં સોનાની વીંટીમાં જડેલો હશે તેને વહેલો પસંદ કરશે. તેજ પ્રમાણે કોઈ દાબડામાં ભરવા લાયક ચીજ સારા ઘાટીલા અને શોભીતા દાબડા ઉપર સફાઇદાર છાપેલી ચીઠ્ઠીઓ ચોઢી તેમાં ભરી હશે, તો તે જૂના એકાદ માખણના કે એવા ડબામાં

ભરી હશે તેના કરતાં વહેલી પસંદ થશે. આ સૂચના કરવાનું એટલા ઉપરથી સુઝયું છે કે સને ૧૯૦૩-૪ના મદ્રાસના પ્રદર્શનમાં સ્થાનિક કેળાંનાં આટાના નમુના મૂકવામાં આવ્યા હતા, તે કાચની શીશીઓમાં ભરેલા હતા. એ શીશીઓ ઉપર તે બનાવતી વખતે અમેરિકાની કોઈ પેઢીની દવાની ગોળીઓનું નામ પાડેલું હતું. હિંદમાં કાચ બનાવવાનો હુન્નર ખિલે ત્યાં સુધી અલબત કાચની શીશીઓ મોંઘી પડવાની; એટલા માટે જેમ જલદી એ કળા ખિલે, તેમ વધારે લાભ ઘણા ઉદ્યોગોને થાય. પરંતુ તે દરમીઆનમાં જો ઉદ્યમાર્થી પોતાના માલમાં લોકોનો વિશ્વાસ બેસાડવાની આશા રાખતો હોય તો તેણે બીજા નામવાળી શીશીઓમાં તે માલ ભરવો જોઈએ નહિ. જો તેને નામ વિનાના સાદા કાચની સોંઘી શીશીઓ જથાબંધ મળી શકે તો તેના ઉપર સફાઈદાર છાપની ચીઠ્ઠી ચોઢવી, અને તેને કલાઇના પત્રાનું મોઢીઉં કરવું. એમાં ઝાઝું ખર્ચ આવશે નહિ, અને તેનો માલ ખરીદદાર આલમમાં શોભીતા પોશાકમાં બહાર પડશે. એ વાત બહુ સંતોષકારક છે કે વસ્તુનું બાંધણ અથવા ભરવાનું વાસણ ઘટારત પ્રમાણે શોભીતું રાખવું જોઈએ એમ ઘણી હિંદી પેઢીઓ સ્વીકારે છે. દૃષ્ટાંત તરીકે મદ્રાસના પ્રદર્શનમાં અંગ્રેજી અને યૂરોપની બીજી પહેલા વર્ગની પેઢીઓના જેવી જ સુંદર શીશીઓમાં કેટલાક સુગંધી પદાર્થો મૂકવામાં આવ્યા હતા; તેમ જ કેટલાક સાબુઓના નમુના પણ એવી પેઢીઓની સાબુની પેટીઓની બરાબરી કરી શકે એવી પેટીઓમાં મૂકવામાં આવ્યા હતા; અને 'આયુર્વેદ દવાઓ' રોગ ઉપર અસર કરવાની બાબતમાં ગમે તેવી હશે, પણ એટલું તો ખરૂં કે તેનાં બંધનો આકર્ષક હતાં.

હવે જાહેર ખબરોની બાબત એક બે શબ્દ બોલીએ. આ જાહેર ખબરોનો જમાનો છે, અને ઘણી ચીજોનો ફતેહમંદ પ્રસાર જાહેર ખબરો વિના થતો નથી. જાહેર ખબરો પ્રસિદ્ધ કરવાનું કામ ખર્ચાળ છે, પરંતુ જો તે વિવેકથી કરવામાં આવે તો ઘણું લાભકારી નિવડે છે; અને અતિ ફતેહમંદ નિવડેલા ઉદ્યમના કારખાનાવાળાઓમાં કે વ્યાપારીઓમાં જાહેર ખ-

ખરો નહિ આપનાર કોઈ નીકળશે નહિ. પરંતુ જાહેર ખબરોના ખર્ચની રકમ તો રોકડી ઉપડેલી આંખમાં આવે છે, અને એકાદ ચાલુ જાહેર ખબર આપી હોય તેમાંથી સિદ્ધિ રીતે લાભ મળ્યાનું સ્હેલાઈથી દેખાઈ આવતું નથી. હવે સામાન્ય નિયમ એવો છે કે જેમાં ઉઘાડો લાભ મળે એમ ના હોય તેવી બાબતમાં પૈસા ખર્ચવાને હિંદનો વતની ખાસ કરીને વિરૂદ્ધ હોય છે. હિંદમાં કોઈ પણ વર્તમાનપત્ર ચલાવનારને પૂછશો તો માલમ પડશે કે દેશી હિંદી પેઢીઓમાં જાહેર ખબરો છપાવવાનો રિવાજ ઘણો ઓછો છે. કોઈ પણ હિંદી અંગ્રેજી છાપાનાં પૃષ્ટો તપાસશો તો માલમ પડશે કે એક અથવા બે ફતેહમંદ થએલા હિંદી જવાહીર વેચનારા સિવાય બીજા કોઈ જાહેર ખબરો આપનાર ભાગ્યે જ મળી આવશે. કોઈ દેશી વર્તમાનપત્રનાં જાહેર ખબરોનાં પૃષ્ટો તપાસશો તો સંભવ એવો છે કે તે પૃષ્ટોના ઘણીખરી જગા તો પેલા ને પેલા જવાહીરવાળા સિવાય બીજા છુપા દરદોની દવાઓવાળાની જાહેર ખબરોથી રોકાયલી હોય છે. એવી જાહેર ખબરોથી લાભ થાય છે એમાં સંશય છે જ નહિ, અને એવી જાહેર ખબરો વિષે પ્રથમ લખવામાં આવ્યું છે. જાહેર ખબરોની પદ્ધતિ વિષે આવી એકંદર જોઈ અફસોસ થાય છે; કેમકે લોકોને ઉદ્યોગ સ્થાપવાની વાત કહેવામાં આવે નહિ તો તે સ્થાપવાનું કામ શું? અને એ વાત કહેવાનો સારામાં સારો રસ્તો જાહેર ખબરો છે. જાહેર ખબરમાં નીચ અતિશયોક્તિવાળા ફુલારાની કંઇ જરૂર નથી. ખચિત જાહેર ખબર વખાણવાળી ભાષામાં લખવી અને તે વાંચનારનું ધ્યાન ખેંચે એવી રીતે છપાવવી એ વ્યવહારકુશળપણું છે, અને વળી તેમ કરવું એ વાસ્તવિક પણ છે. પરંતુ જાહેર ખબરમાં નીચ ફુલારા રમુજ આપવાના ઇરાદાથી કંટાળા ભરેલી હલકી ભાષામાં લખેલા હશે તો તેવી જાહેર ખબરો ખરેખરી રીતે હરકત ભરેલી નિવડે છે, અને આબરૂદાર ઘરાક તેથી દૂર નાસે છે. આ સમામાં જાહેર ખબર લખવી એ એક કળા ગણાય છે; અને બહુ

જાહેર ખબરો છપાવનારી ઘણી પેઢીઓ વિદ્વત્તાવાળી બુદ્ધિના માણસને જાથુની નોકરીમાં રાખે છે. તેનું કામ એ હોય છે કે દરરોજ નવી નવી જાહેર ખબરો ગોઠવવી, અથવા અચંબો ઉપજાવે એવી એવી વારા ફરતી જુદી જુદી નવી વાતો લખવી. એ વાતો એવી જાતની હોય છે કે તે પૂરી થએ જાહેર ખબરનું કાર્ય સારે છે.

કોઈ પણ ઉદ્યોગની ફતેહ થવામાં એ પણ જરૂરનું છે કે તેમાં તેના સ્થાપન કરનારનો ઝનુની વિશ્વાસ હોવો જોઈએ. જે માણસ માત્ર એમ 'માને' છે' કે અમુક ઉદ્યોગ 'કદાચ ફત્તેહમંદ નિવડે,' અને ચાલો 'તેને અજમાયશ આપીએ,' તેની જાતનો માણસ તે ઉદ્યોગને પાર ઉતારી શકવાનો સંભવ નથી. ફતેહમંદ થનાર ઉદ્યમાર્થી જે ઉદ્યોગ હાથમાં ઝાલે છે તેમાં તેને સંપૂર્ણ વિશ્વાસ હોય છે; કેમકે વિશ્વાસ નહિ હોય તો તે ઉદ્યોગની યોગ્ય અજમાયશ થતા પહેલાં તો તે માણસ તેને બંધ કરી બેસશે. તેને તેમાં વિશ્વાસ તો શું પણ આતુર ઉત્કંઠા હોવી જોઈએ; કેમકે 'તે ફતેહમંદ નિવડે કે નહિ તેની તેને દરકાર ના હોય,' તો તેના પાર ઉતારવા જેટલું ધૈર્ય તેનામાં રહેવાનો સંભવ નથી. જે માણસ પોતે ઉપાડેલા ઉદ્યોગ વિષે દહાડે વિચાર કર્યા કરે, અને રાત્રે તેનાં સ્વપ્નાં અનુભવે તથા એ સંબંધી એટલી બધી વાત કર્યાં કરે કે તેના મિત્રો એ ચીજ ઉપરથી તેની ખીજ પાડે એવો હોય તે જ કોઈ નવા ઉદ્યોગને ફતેહમંદ કરી શકે છે. પોતાના ઉદ્યોગમાં વિશ્વાસ અને ઉત્સાહવાળા માણસે હિંદમાં એક નવો ઉદ્યોગ દાખલ કર્યાનું દૃષ્ટાંત અત્રે આપીએ છીએ. એ ઉદ્યોગ એલ્યુમિનિયમ ધાતુનો છે. એનો ઉત્પાદક મદ્રાસની સ્કૂલ ઑવ્ આર્ટમાં એન્જીનિયરીંગ વિદ્યાનો પ્રોફેસર મી. આલ્ફ્રેડ ચટર્ટન છે. છેક ૧૮૯૦ માં જ્યારે પેરિયારના મોટા જળાશયનો બંધ બંધાતો હતો, ત્યારે હિંદમાં એલ્યુમિનિયમના ઉદ્યોગની જગા છે એમ ધારી મી. ચટર્ટને સૂચના કરી કે નીચી જગામાં આવેલા ડાંગેરના ક્યારડામાં પાણી જવાના રસ્તા ઉપરથી

આ જળાશયના કેટલાક પાણીનો ઉપયોગ દેશી કોરન્ડમમાંથી મોટા જ-થામાં એલુમિનિયમ ધાતુ બનાવવાના કારખાનાને શક્તિ આપવામાં કરવો; પરંતુ બીજા એન્જીનિયરોની નજર કદાપિ નહિ પહોંચી હોય તેથી સરકારમાં મી. ચટર્ટને રીતસર દરખાસ્ત મોકલી તેની વિરૂદ્ધ તેમણે અભિપ્રાય આપ્યો. પરંતુ હિંદ માટે એલુમિનિયમનો ઉદ્યોગ ખીલવવા લાયક છે એવો મી. ચટર્ટનનો વિશ્વાસ કાયમ રહ્યો. તેણે ૧૮૯૬ માં મદ્રાસના કેળવણી ખાતાના ઉપરી ( ડાયરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન ) ને સૂચના કરી કે આપણે મદૂરાની ટેક્નિકલ ઇન્સ્ટિટ્યુટમાં પરદેશી એલુમિનિયમ લાવીને પ્રયોગ તરીકે થોડાં વાસણ બનાવી જોઈએ; પરંતુ કંઈ વળ્યું નહિ. એમ છતાં, હજી પણ મી. ચટર્ટન એ પાછળ મંડયો ને મંડયો રહ્યો. બીજે વર્ષે ફરલો રજા ઉપર તે ઇંગ્લાંડ ગયો, ત્યારે એક એલુમિનિયમ કંપનીના મંત્રીને તે મળ્યો. તેણે તેને હિંદમાં પ્રયોગ કરવાને માટે એક હંડ્રવેટ એ ધાતુ આપી. તેણે ફરી એક વાર ડાયરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શનને અરજ કરી કે મદ્રાસની સ્કૂલ ઑવ્ આર્ટ્સ મારા તાબામાં છે તેમાં જ મને મારી આયાત કરેલી એલુમિનિયમ ધાતુ ઉપર પ્રયોગ કરવા દેવો. એનો જવાબ એવો મળ્યો કે 'તે કરે.' પરંતુ એમાં એક અવિવેક ભરેલી સરત નાંખવામાં આવી હતી કે તે પ્રયોગ પોતાને ખર્ચે કરવો. મી. ચટર્ટનને એટલી ખંત લાગી હતી કે તેણે તે સરતે પણ પ્રયોગ કર્યો. તેના પ્રયોગ એટલા બધા ફતેહમંદ નિવડ્યા કે બીજે વર્ષે ૧૮૯૮ માં તેને એવી પરવાનગી આપવામાં આવી કે સરકારને ખર્ચે તે કામ વ્યાપારના ધોરણ ઉપર ચલાવવું. અચલિત વિશ્વાસથી તે આટલે દરજ્જે પહોંચ્યો; પરંતુ નવા ઉદ્યોગને કમાણીવાળો બનાવવાને વિશ્વાસ કરતાં કંઇક વિશેષ જોઈએ છીએ; અને અહીં હવે ઝનુન કે ઉત્સાહનો ખપ પડે છે. હિંદમાં એલુમિનિયમનાં વાસણોનો ઉપયોગ જાણીતો નહોતો; અને પહેલાં તો એમ લાગ્યું કે આ સંરક્ષક દેશમાં આ સાહસ બજાર વિના પડી ભાગશે. પરંતુ મી. ચટર્ટનનું જીવન તેના ઉદ્યોગ માટે હતું. તેણે ચોપાનીઆં લખ્યાં; તેણે ભાષણો કર્યાં;

ાણે તેનાં પ્રદર્શનો ભર્યાં, અને એલ્યુમિનિયમનો ઉપદેશક બની આખા હિંદમાં ્રુસાફરી કરી. ઉદ્યોગ વધ્યો અને અંતે તેમાં ઘણી સારી કમાઈ થવા લાગી; અને જ્યારે તેની ફતેહની ખાત્રી થઇ, ત્યારે સરકારે આખું કારખાનું ' ઇંડિયન એલ્યુમિનિમય કંપની ' ને મહેરબાનીની રાહે આપી દીધું. હવે આ દેશમાં એક નવો અને સ્થાયી ઉદ્યોગ સ્થાપિત થયો. મી. ચટર્ટન હવે વળી એક બીજો ઉદ્યોગ ઉત્પન્ન કરવા પાછળ રોકાયો છે. એ ઉદ્યોગ નવી અને સુધરેલી રીતથી ચામડાં તૈયાર કરવાનો છે; અને એવું માનવામાં આવે છે કે તેણે એલ્યુમિનિયમના ધંધામાં જેટલો ભરૂસો અને ઉત્સાહ બતાવ્યાં, તેટલાં જો આ ચામડાં કમાવાના ધંધામાં બતાવશે તો તેનો આ બીજો ઉદ્યોગ પહેલા કરતાં પણ વધારે ફળદાયક નીવડશે.

ઉદ્યમાર્થીએ પોતાની યોજનાઓમાં ઉત્સાહ રાખવા ઉપરાંત મળતાવડા રહેવાની કાળજી રાખવી જોઈએ. અલબત, જેની સાથે સંબંધમાં આવીએ તેની સાથે બને એટલું મળતાવડાપણું રાખવું એ વ્યાજબી છે; કેમકે સર્વ મનુષ્ય પ્રત્યે મળતાવડા થવું એ દરેક માણસનો ધર્મ છે. વળી એક ધંધાર્થી એવો સ્વભાવ રાખે કે તેને બધા માણસો ચ્હાય, તો તેથી તેના ધંધાનું તે હિત કરી શકે છે. જીવનના દરેક માર્ગમાં લોકપ્રિયતા વિજયનું એક સાધન છે; અને જે ઉદ્યમાર્થી લોકોમાં અપ્રિય હોય, તેને નવી ચીજ ખપાવવાનું કામ વિશેષ્ય રીતે મુસ્કેલ પડવાનું. આ લેખકને કેટલાંક વર્ષો ઉપર એક ધંધાર્થી નાટકકાર સાથે વાતચિત થએલી તે યાદ છે. તે પોતાના ધંધામાં ઘણો હોંશિયાર હતો, પરંતુ તે નાટકની દુનીઆમાં આગળ પડવામાં નિષ્ફળ નીવડ્યો હતો. તે એમ કહેતો હતો કે પોતે લોકપ્રિય નહોતો. તે નાટકની ભૂમિ ઉપર ચંચળ અને ઉત્સાહી હતો, પરંતુ ખાનગી જીવનમાં સુસ્ત અને બળિએલ સ્વભાવનો હતો, તેથી તેને ઘણા જુજ મિત્રો હતા. તેણે કહ્યું કે " લોકપ્રિય થવાની કળા મને આવડતી નથી, તેથી જ્યારે કામની વહેંચણ થાય છે ત્યારે સારાં પાત્રોનો વેશ મને આપવામાં આવતો નથી, અને શરૂ-

આતની રાત્રીઓએ મારા માનમાં તાળીઓ પાડનાર અને વર્તમાનપત્રોમાં મારાં વખાણો લખનાર મિત્રોનું મારે ટોળું નથી." તે એમ કહેતો હતો કે સર હેન્રી અર્વિંગને જે મોટાઈ મળી તે નાટકભૂમિ ઉપર વેશ ભજવવાની તેની અતિ હોંશિયારી કરતાં ખાનગી મંડળોમાં તેની લોકપ્રિયતાને લીધે હતી. તેનું એ કહેવું કદાચ અતિશયોક્તિવાળું હતું, પરંતુ લોકપ્રિયતા વિષેની તેની ટીકા મુદ્દાસર હતી; એટલે એમ માનવામાં આવે છે કે જેમ નાટકકારને લોકપ્રિયતા ટેકો આપે છે, તેમ ધંધાર્થી માણસને લોકપ્રિયતાથી સારી ઘરાકી બંધાય છે.

દરેક વ્યવહારમાં સખ્તમાં સખ્ત પ્રમાણિકપણું રાખવાની અગત્ય છે તે વિષે ઘણું કહેવાની કંઈ જરૂર નથી. એક વિચારવંત લેખકે ટીકા કરી છે કે 'પ્રમાણિકપણું ઉત્તમ યુક્તિ છે,' એ કહેવત પ્રમાણિકપણાની કિમ્મત ઘણી ઉતારી નાંખે છે, એ વાત સત્ય છે; તોપણ ઉદ્યોગના સમુદયમાં 'ઉત્તમ યુક્તિ છે' એવા વ્યાપારબુદ્ધિના વિચારથી પણ પ્રમાણિકપણાની ભલામણ કરવી યોગ્ય છે. લોકપ્રિયતા કરતાં માન વધારે અગત્યનું છે. જે બુદ્ધિશાળી ધંધાધારી એવો માણસ હોય કે દરેક જન માન આપે; જે બુદ્ધિશાળી ધંધાધારી એવો માણસ હોય કે તેનો બોલ તેના ખત તરીકે કબુલ રાખવામાં આવે; અને જે બુદ્ધિશાળી ધંધાધારી એવો માણસ હોય કે તેના વિષે દરેકના મનમાં એવો અભિપ્રાય બંધાય કે તે કંઈ નીચ કૃત્ય કરશે નહિ, તે માણસની પાસે ધંધો દોડયો આવશે. આ જમાનામાં વ્યાપારની નીતિ બહુ ઊંચી નથી. "વ્યાપારની યુક્તિઓ" ઘણી હોય છે; અને પોતાના બન્ધુજનો ઉપર ગેરવાજબી લાભ લેવાના ઘણા યત્નો થાય છે, તેથી જે માણસ તદ્દન પ્રમાણિકપણે ધંધો ચલાવે છે એવી આબરૂ મેળવશે, તે માણસ આગળ નિકળી આવે એવો સંભવ ઘણો છે.

પહેલા પ્રકરણમાં વ્યાપારની બાબતના સ્વદેશાભિમાન વિષે અમે વિસ્તારથી લખ્યું છે, અને અત્રે અમે તે સંબંધી એક સૂચના કરીએ છીએ:

હિંદી પેઢીઓએ યૂરોપી નામો ધારણ કરીને જાહેર ખબરો છપાવવી એ સ્વદેશાભિમાનની ઘણું વિરૂદ્ધ છે, અને તે હિંદી ઉદ્યોગના હિતને ઘણું હાનિકારક છે. હિંદી પેઢીઓની મોટી સંખ્યા યૂરોપિયનના નામથી ખરીદદારને ભરૂંસો ઉત્પન્ન થશે એમ માની આ યુક્તિ કરતી હશે એવું ધારવામાં આવે છે. થોડાંક દૃષ્ટાંતોમાં આવી પેઢીઓનું કામ વધી પડયું છે; પરંતુ સામાન્ય રીતે જોતાં તો એ યુક્તિ નિષ્ફળ નીવડી છે. બજારમાં એક મેલી દુકાનના નામના પાટિયા ઉપર ખોટું 'મેકેન્ઝી અને કંપની' લખ્યું હોય, અને અંદર રામસ્વામિની મૂર્તિ હોય, એ દેખાવ હાસ્યકારક લાગે છે; અને તેથી રામસ્વામિના ધંધાને લાભ થવાને બદલે હાનિ થાય છે. એવી જે પેઢી ફતેહ પામી હશે તે ખોટા નામને લીધે નહિ, પણ તેનો માલ સારો હોવાને લીધે. કદાપિ શરૂઆતમાં એ ઠગાઈ થોડાક વિવેકહીન ગ્રાહકો ઉપર અસર કરે; પરંતુ જે ધંધો કસવાળો નહિ હોય, તે યૂરોપી નામનેજ લીધે નભવાનો નથી. હરેક રીતે નુકસાન તો હિંદી વ્યાપારનેજ થયું છે. એવી આબાદ થએલી પેઢી ફતેહની સાખ હિંદ પાસેથી લૂટી લે છે. તેણે ખોટા વાવટાથી વહાણ હંકાર્યું છે; અને આબાદી થાય કે ના થાય, પણ આ ઠગાઇ એવી નામોશી જાહેર કરે છે કે ધંધાને માટે હિંદી નામ ચાલે એવું નથી, અને તેથી હિંદની આબરૂ એવી ઠગાઇથી જાય છે. હિંદના સ્વ-માનવાળા ગૃહસ્થોએ આવી યુક્તિઓ દૂર રાખવી જોઈએ. જો હિંદી ઉદ્યમાથીઓ અને હિંદી વ્યાપારીઓ પોતાની પ્રત્યે અને પોતાના ગ્રાહકોના પ્રત્યે સાચા હશે, તો હિંદના ઉદ્યોગના ભવિષ્યના અભ્યુદયમાં એવો સમય આવશે કે જે વખતે હિંદી વ્યાપારી નામ આખી દુનીઆમાં ભરૂંસો પેદા કરશે.

હવે બસ! હિંદની ઉદ્યોગ-સ્થિતિ એ ઘણો મોટો વિષય છે; એના ઉપર લાંબા અને વિદ્વત્તાવાળા ઘણા ગ્રંથો લખી શકાય; પરંતુ હિંદની પદાર્થસંપત્તિ એટલી બધી છે કે લંબાણ કરવાની કંઈ જરૂર રહેતી નથી. એમાં કંઈ સંશયની જગા નથી કે હિંદની પુષ્કળ પદાર્થસંપત્તિ ઘણી આબાદ થશે; અને જો હિંદી

કારીગરો તે આબાદી સારૂ મંડ્યા છે તેમને ઉત્તેજન આપવાની બહુ જરૂર છે. આ નાના પુસ્તકનો હેતુ એવો છે કે હિંદનો દરેક પુત્ર સીધી કે પરોક્ષ રીતે એ સારા કામમાં ભાગ લે એવી સૂચના કરવી. રાજ્યમહાલયમાં વસનાર રાજા, અને છાજના ઝુંપડામાં વસનાર ગામડાનો આગેવાન માણસ, એ દરેક મદદ કરે. જો વાંચનાર હિંદનો પુત્ર હોય તો તે પોતાની જન્મભૂમિ માટે કંઈ કરવાનો છે? જો તે કંઈ ઉદ્યમની શરૂઆત કરે, અથવા કોઈ ઉદ્યમને આબાદ કરે, તો તે બહુ સારૂં કામ કર્યું ગણાશે; પરંતુ જો તે પોતે સીધી રીતે એ કામ ના કરી શકે તો બીજાઓએ જે આશા ભરેલા ઉદ્યોગની યોજના કરી હોય તેમાં નાની કે મોટી સંખ્યાના શેર કે ભાગ રાખી તેના ભંડોળની આબાદી કરવામાં તો કદાચ સહાયભૂત થઈ શકશે. તેને કોઈ એમ કહેતું નથી કે પૈસા આપી દેવા, અને કોઈ એમ પણ કહેતું નથી કે એક પાઈ ખર્ચ કરો; પરંતુ કહેવાની મતલબ એ છે કે જે કારખાનામાં સારો ફાળો મળવાની આશા હોય તેમાં પોતાની પૂંજીનો કેટલોક ભાગ 'રોકવો.' એમ કરી સાથે સાથે પોતાના દેશની સંપત્તિમાં વધારો કરવામાં સહાયભૂત થવું. હિંદ ભૂતકાળમાં એટલું તો મહાન્ હતું કે જો ભવિષ્યમાં પણ તે મહાન્ ના થાય તો એ બિના શોચનીય છે. પરંતુ હવે લોહ જમાનો તથા ઉદ્યમ જમાનો તેમાં આવ્યો છે. તેનાં બાળકોએ વખતની સાથે આગળ ચાલવાનું શિખવું જોઇએ; અને હિંદને મહાન્ બનાવવામાં સહાયભૂત થઈ હિંદની મોટાઈમાં ભાગ મેળવવા ભાગ્યશાળી થવું જોઈએ.

